# મીસ્ટર બુકર ટી.
# વૉશિંગ્ટનનું સંક્ષિપ્ત
# જીવનચરિત્ર.

લેખક.

ગોવર્ધનભાઈ. કે. અમીન.

પ્રતિજ્ઞા પાલન, યુરોપનો રણરંગ

ભૂત—આગબોટ, વગેરેના લેખક

---

પ્રકાશક

હીરાભાઈ દાદાભાઈ દેશાઈ

સંપાદક વિવેચક

આશ્રમ—નડીઆદ

---

સં. ૧૯૭૪ ઈ. સ. ૧૯૧૮

કિં. રૂ ૦—૬—૦

# નીગ્રો રત્ન.

## ડૉ૦ બૂકર ટી૦ વૉશીંગ્ટન.

આર્ય લોકો એક વખતે સર્વ જગતના ગુરૂ હતા. અનેક ધર્મનો જન્મ ભારતવર્ષમાં થયો છે અને જગતના જુદા જુદા રાષ્ટ્રોને ભારતપુત્રોએ જ ધર્મ દિક્ષા આપી છે. તત્વજ્ઞાનના અખંડ ઝરાનો જન્મ ભારતભૂમિમાં થયો છે અને તેના જ્ઞાનામૃતથી જગતના માનવો વારંવાર તૃપ્ત થયા છે. જગતના બીજા માનવો જ્યારે જંગલી અવસ્થામાં નગ્ન ફરતા હતા ત્યારે આર્યો કપાસ ઉત્પન્ન કરી તેનાથી વસ્ત્ર તૈયાર કરવાની કળા જાણતા હતા, એટલું જ નહિ પણ વસ્ત્ર કેવી રીતે પરિધાન કરવું તે સુદ્ધાં આર્યોએ અનેક

રાષ્ટ્રોને શીખવ્યું હતું. જ્યોતિષ, બીજગણિત, અંકગણિત, ભૂમિતિ ઇત્યાદિ શાસ્ત્રોની પ્રાથમિક શોધ આર્યોથી જ થયેલી છે. મનુ જેવા સ્મૃતિકારો, વાલ્મીક જેવા કવિ, પાણીની જેવા વૈયાકરણી, બાણ જેવા કાદબંરીકાર અને કાળીદાસ જેવા નાટકકારોનો અવતાર આજ ભૂમિમાં થયો હતો. જગતના સાહિત્ય, અલંકાર અને વર્ણનોની બડાઇ હાંકવામાં શું વળે તેમ છે ? એક બાણની જ સમાનતા ધરાવનાર કોઇ નથી ને! **बाणोच्छिष्टं जगत् सर्वम्** ! અર્વાચીન પાશ્ચાત્ય શાસ્ત્ર સંબંધી પુછશો તો કહીશું કે આપણા પૂર્વજો કુશળ હતા. વૈદિક ઋષિ મુનિઓ ભૂગળ શાસ્ત્રના પ્રપિતામહ છે. આર્ય વૈદકમાં રસાયન શાસ્ત્ર ઓતપ્રોત થયેલુ છે. પૂર્વકાલીન વૈદ્યો શસ્ત્રક્રીયાથી પણ અજ્ઞાત નહતા. ચંદ્રગુપ્તના સમયમાં મેગેસ્થનીસ અને અન્ય ગ્રીકો અહીંના વૈદક શાસ્ત્રની ઘણી શોધો અન્ય પ્રદે-

શમાં લઇ ગયા હતા. હિન્દુસ્થાનની ઉત્તમતાની સાક્ષી હાઇએન, હ્યુઆનસીંગ જેવા પરદેશી પ્રવાસીઓ પણ આપી ગયા છે. નાલંદ જેવાં વિશ્વવિદ્યાલયો જ્ઞાન પ્રચારનું કાર્ય કરતાં હતાં. આવાં વિશ્વવિદ્યાલય સાંપ્રત સમયે ભાગ્યે જ દેખાય તેમ છે વગેરે પ્રકારનાં બણગાં ફુંકવામાં ભારત પૂત્રો પછાત પડે તેમ નથી. એ પૂર્વ સ્થિતિના મોટાઇમાં ખેંચાઇ જવાથી શું ભારત વર્ષની ઉન્નતિ સંભવે છે? સર્વત્ર શિક્ષણની બુમ પડે છે. ત્યારે કેટલાક ડાહ્યા પુરૂષો કહે છે કે ભારત વર્ષની પ્રજાની સ્થિતિ એવી છે કે સુશિક્ષણનો પ્રચાર થઇ શકે તેમ નથી આ સર્વ કબુલ કરવું પડે તેમ છે. પરંતુ જગત્‌માં અશક્ય શું છે? જો ભારત વર્ષમાંથી અમેરિકાના સુપ્રસિદ્ધ નરરત્ન મહાત્મા ડૉ. બુકર ટી. વૉશીંગ્ટન જેવો જો કોઇ ભારત માતાનો પુત્ર હોય તો શિક્ષણ વિષયક ઘણી હરકતો આપો આપ ઉડી જાય તેમ છે; પણ

ક્યાં છે તેવા વીરલાઓ કે જે ભારતના અનાથ કે સનાથ, રંક કે શ્રીમાન અને ગરીબ કે તવંગરને અધો ગતિમાંથી ઉન્નતિમાં લઇજાય ! કમનસીબ ભારતને માથે હાથ દઇ બેસી રહેવાનું છે ! એક વખતે ગુલામગીરીનું મહાન સંકટ ભોગવનાર નીગ્રો પ્રજાની માનસિક, નૈતિક, ધાર્મિકઅને આર્થિક પ્રગતિ કરવામાં ડૉ. બુકર ટી. વૉશિંગ્ટને જે જે પ્રયાસો ક્યાં છે અને તે માટે તેણે જીવનનો જે ભોગ આપ્યો છે તે ભારતીય પુત્રોને અનુકરણીય હોવાથી મહાત્મા બુકરનું વિસ્તૃત આત્મચરિત્ર ગુજરાતપર ઉપકાર કરનારી "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" સંસ્થાએ બહાર પાડયું છે; પરંતુ તે મહાત્માનું સંક્ષિપ્ત ચરિત્ર પ્રકટ થવું આવશ્યમાની આ પુસ્તક લખવામાં આવ્યું છે,—એટલુંજ પ્રસ્તાવના રૂપે વાચકોને વીદીત કરી હવે તેમનું ચારિત્ર ઉતારીશું.

## જન્મ.

યુનાઇટેડ સ્ટેટસના વર્જીનીયા પ્રાંતના ખેતરોમાં એક નીગ્રો સ્ત્રી ૧૪ ફુટ પહોળી અને સોળ ફુટ લાંબી ઝુંપડી—ઓરડીમાં રહેતી હતી. આ ઝુંપડીને કાચનાં બારી બારણાનું નામ નીશાન ન હતું. માત્ર દિવાલમાં કેટલાંક છિદ્રો હતાં અને તે દ્વારા પ્રકાસ આવતો હતો. પરંતુ તેવીજ રીતે શીતળતા તે દ્વારા પોતાનું સામ્રાજ્ય પ્રસારી ગુલામગીરીમાં સડતી નીગ્રો સ્ત્રીને હેરાન કરવાને ભૂલતી ન હતી. આ માતાને પેટે આપણા ડૉ. બુકરનો જન્મ ઇ. સ. ૧૮૫૮–૫૯ ના અરસામાં થયો હતો. તેમનો પિતા કોણ હતો તે વિષે તેઓ પોતે પણ જાણતા ન હતા. પરંતુ તેઓ કહે છે કે મારી માતાના નિવાસ સ્થાનની નજીકના ખેતરોમાં રહેનારો કોઈ ગોરો મારો પિતા હોવો જોઇએ. ડૉ. બુકરની ઓરડીના ઉક્ત વર્ણનથી જ તેમને કેવી સ્થિતિમાં રહેવું પડતું હશે

તેની કલ્પના થઇ શકે તેમ છે. તેમની માતાને અહીં રસોઇનું કામ કરવું પડયું હતું અને તે એટલું બધું હતું કે તે બિચારી પોતાના બાળકો માટે ઘણો જ થોડો સમય મેળવી શકતિ હતી; અને તેવી જ રીતે બાળકોને આનંદમાં રાખવાની અનુકુળતા અતિ અલ્પ હતી. માત્ર રાત્રે તે માતા પોતાના બાળકોસહ એક મલીન ફાટી તુટી સાદડીપર સુતા અને પ્રભુએ બક્ષીસ આપેલી નિદ્રાને આધિન થતાં. ગુલામો ઉપર તે વખતના અમેરિકનો કેટલા નિષ્ઠુર હતા તેનું ઉદાહરણ ડૉ. બુકર પોતે જ છે. ડૉ. બુકર ગુલામગીરીમાં કંઇ સમજતા ન હતા કે તેમને તે વિષે ખ્યાલ પણ ન હતો. અર્થાત તેઓ કંઇક સમજણા થયા ત્યારથી જ તેમને કામે લગાડવામાં આવ્યા હતા. આ વખતે તેમની ઉમર ઘણી નાની હતી તોપણ તેમને ડી સાફ કરવાનું, ખેતરોમાં કામ કરતાં

માણસોને પાણી પહોંચાડવાનું અને અઠવાડીયામાં એક વખત કારખાનામાં અનાજ દળાવવા જવાનું કામ કરવું પડતું હતું અને સહજ ઉમરમાં વધારો થતાંજ માલીકને ઘેર ખાણા વખતે પંખો ખેંચવા જવાના કાર્યનો ઉમેરો થયો હતો.

એક દિવસે સૂર્યોદય થતા પહેલાં તેમની માતાએ ગુલામોને ગુલામગીરીમાંથી મુકત કરવા યુદ્ધ કરતા પ્રેસિડેન્ટ લીંકન અને તેના લશ્કરને વિજય મળે, તથા પોતાનાં બાળકો અને પોતે પ્રાપ્ત સ્થિતિમાંથી છુટે તે માટે પ્રભુપ્રાર્થના કરવામાં સામેલ થવા તેમને ઉઠાડયા આજે તેઓ સમજી શકયા કે પોતે એક ગુલામ છે. આ સાથેજ સુભાગ્યે આ ગુલામ ગીરીમાંથી મુકત થવાની આશા પણ તેમણે જાણી હતી. આ પછી થોડા વખતમાંજ તેઓ ગુલામગીરીમાંથી સર્વ ગુલામો સાથે છુટા થયા હતા.

## બાલ્યાવસ્થા.

સ્વતંત્રતા પ્રાપ્ત થતાંજ ડૉ બુકરની માતાએ પોતાનાં ત્રણ બાળકો સાથે ચાર્લસ્ટનથી પાંચ મૈલ દૂર આવેલા માલ્ડન શહેરમાં જવાનો વિચાર કર્યો. આ વિચાર થવાનું મુખ્ય કારણ એ હતું કે ડૉ. બુકરનો ઓરમાઇ પિતા કે જે ગુલામગીરીના કામમાં પોતાના માલીકથી ત્રાસી નાસી છુટી અહીં આવી રહ્યો હતો, તેથી ઉદર નિર્વાહાર્થે કંઇ મજુરી વગેરે તેની સાથે રહી મેળવી શકાય એવી આશા હતી. કમભાગ્યે અહીંથી માલ્ડન સેંકડો મૈલ દૂર હતું તેથી તે બિચારીને બાળકો સાથે ઘણો ખરો માર્ગ પગેજ આક્રમણ કરવો પડયો. આવી રીતે પણ તે ઉતરે અહીં આવી પહોંચ્યાં. માલ્ડનમાં મીઠાનો મોટો ઉદ્યોગ ચાલતો હતો અને તેમાંજ બુકર અને તેમના બન્ધુને કામે લગાડવામાં આવ્યાં.

હવે જેમ જેમ તેઓ વધુ સમજતા ગયા તેમ તેમ શિક્ષણ વિષયક ઇચ્છા પ્રદી-

પ્ત થતી ગઇ. તેમના હૃદયમાં હમણાં જ આ ઇચ્છા ઉદ્‌ભવી હતી એમ કંઇ ન હતું. હમણાં તો તેમના હૃદયપટમાં શિક્ષણ વિષે રોપાયલા બીજને અંકુર ફૂટવા લાગ્યા હતા. તેઓ જ્યારે ગુલામગીરીમાં હતા ત્યારે તેમના માલીકની છોકરીઓની સાથે ચોપડીઓ લઇ કેટલીક વખતે શાળામાં જવું પડયું હતું અને તેજ વખતે આવું મને આવડે તો સારૂં એમ તેમને લાગ્યું હતું; એટલે ખરી રીતે આ વખતે બીજ પ્રેરાયું હતું. ધીમે ધીમે તેમને લાગવા માંડયું કે જો મને વર્તમાનપત્રો વાંચવા જેટલું આવડે તોપણ બસ છે. એક દિવસે આ ઇચ્છા પ્રબળ થતાં તે તેમણે માતા આગળ વ્યકત કરી; પરંતુ શિક્ષણની વ્યવસ્થા કરવાની બિચારી માતામાં શકિત ન હતી; તોપણ તે સમજુ હતી જેથી પોતાના બાળકનું ઉચ્ચ જીવન બનેલું જોવાની તેને સ્વભાવિક ઇચ્છા હતી. છેવટે ડો. બુકરને એક

સ્પેલીંગ બુક મળી પરંતુ નજીકમાં કોઇ નીગ્રો ભણેલો ન હતો તેથી તેમને મુળાક્ષર શીખવામાં ઘણી મુશ્કેલી પડી. થોડા દિવસમાં એક ભણેલો નીગ્રો યુવાન શહેરમાં આવી પહોંચ્યો ત્યારે નીગ્રો લોકોએ દરેક કુટુંબે અમુક રકમ આપવી અને વારા ફરતી તેને ભોજન આપવું એવો ઠરાવ કરી એક સ્કુલ ઉઘાડી.

આ વખતે સામાન્ય રીતે દરેક નીગ્રોની શિક્ષણ મેળવવાની પ્રબળ ઇચ્છા હતી. શિક્ષણની વ્યવસ્થા થતાં જ માત્ર દિવસની શાળા થઇ ન અટકતાં રાત્રીની શાળા પણ ખુલી. વૃદ્ધ માણસોની મોટામાં મોટી ઇચ્છા તેઓ મરણ પામે તે પૂર્વે બાઇબલ વાંચવાની હતી; જેથી ૫૦ અને ૭૫ વર્ષ જેટલી વયનાં સ્ત્રી પુરૂષો પણ રાત્રીની શાળામાં દાખલ થતાં હતાં. છેવટે રવીવારની શાળાઓ પણ ઉઘડી. પરંતુ શિક્ષક તેમાં તેમને માત્ર

સ્પેલીંગ બુક શીખવતા હતા. આ ઉપરથી નીગ્રો લોકોની શિક્ષણ વિષયક કેવી ઇચ્છા હશે તેની યોગ્ય કલ્પના સહજ થઇ શકે તેમ છે.

આ રીતે સગવડ ઉભી થવા છતાં ડૉ. બુકરને તેમનો ઓરમાઇ પિતા કામ છોડી દિવસની સ્કૂલમાં જવાને રજા આપતો ન હતો; આથી તેઓ ઘણા નારાજ થયા; પરંતુ માતાએ તેમને રાત્રે માસ્તર પાસે શીખવાની વ્યવસ્થા કરી આપી. બીજા બાળકો—વિદ્યાર્થીઓ દિવસે જેટલું શીખતા તેથી પણ વિશેષ તેઓ રાત્રે શીખતા હતા. થોડા દિવસ પછી તેમને સહવારમાં વહેલા ઉઠી નવ વાગ્યા સુધી અને બપોરે સ્કૂલ બંધ થયા પછી કામ કરવાની શરતે દિવસની સ્કૂલમાં જવાની રજા મળી. જ્યારે તેઓ પ્રથમ સ્કૂલમાં ગયા ત્યારે બે હરકતો ઉભી થઇ. તેમાં પહેલી એ હતી કે, અન્ય સર્વ વિદ્યાર્થીઓ હેટ અગર ટોપી પહેરતા હતા ત્યારે ડૉ. બુકર પાસે બેમાંનું એકે ન હતું; તેથી તેમના મનને ખોટું

લાગ્યું જ્યારે તેમણે પોતાની માતાને આ વીશે કહ્યું ત્યારે તેણીએ કહ્યું કે મારી પાસે હેટ કે ટોપી ખરીદ કરવાને આવશ્યક જે ધન તે નથી; પણ હું તે મેળવી આપવા બનતું કરીશ. છેવટે તેણીએ એક કપડાની ટોપી બનાવી. ડૉ. વૉશીંગ્ટન આ બનાવ વિષે કહેછે કે "મારી માતાનો આ ઉપદેશ હમેશ મને યાદ આવે છે અને મેં તે બીજાઓને શીખવવાનો પ્રયત્ન કર્યો છે.મારી માતામાં આ સદાચારનું બળ હતું તેમજ તે બહારથી દેખાતા પ્રલોભનો—લાલચોમાં સપડાઇ ન હતી. અને તે હેટ ખરીદવાને શક્તિવાળી ન હતી છતાં પોતે શક્તિ ધરાવે છે એમ બીજાઓને બતાવવા તેણે પ્રયત્ન કર્યો નથી તેમજ જે વસ્તુ લેવા માટે તેની પાસે પૈસા ન હતા તે વસ્તુ ખરીદવા ખાતર તે દેવું કરવા ના પાડતી તે માટે હું ઘણો મગરૂર થાઊં છું."

બીજી હરકતતે મના નામ વિષે હતી. તેમને

હમેશ બુકર નામથી બોલાવવામાં આવતા એટલે બીજા નામની તેમને કંઇ ખબર ન હતી. વર્ગમાં જ્યારે હાજરી પુરાવા લાગી ત્યારે બીજા છોકરાઓનાં બબ્બે નામ હોવાનું જણાયું; તેથી જ્યારે ડૉ. બુકરને તેમનું નામ પુછવામાં આવ્યું ત્યારે તેમણે 'બુકર વોશિંગ્ટન ' એમ કહ્યું. છેવટે તેમને ખબર પડી કે તેમના જન્મ પછી પ્રથમ તેમની માતાએ તેમને ' બુકર ટેલીફેરો ' કહી બોલાવ્યા હતા. આ પછી તેમનું પૂર્ણ નામ ' બુકર ટી. વોશિંગ્ટન ' થયું.

ઘણા દિવસ સુધી ડૉ. બુકર દીવસની શાળામાં હાજરી આપી શક્યા નહિ તેથી તેમને શીક્ષણ માટે રાત્રીની શાળાપર આધાર રાખવો પડ્યો. રાત્રીની શાળામાં હાઝર રહેવા તેમને કેટલાક મૈલ ચાલીને જવું પડતું હતું પણ શિક્ષણ વિષે તેમનો એટલો દૃઢ સંકલ્પ હતો કે, તે માટે ગમે તેવું મૂશ્કેલ પૂર્ણ કાર્ય કંઇ હિસાબમાં ન હતું.

ડૉ. વૉશિંગ્ટનને યુવાવસ્થામાં ગોરા છોકરાઓને મોટી ઑફીસો વગેરેમાં દાખલ થવાને હરકત આવતી ન હતી તેથી અદેખાઇ થતી હતી અને તે વિચાર કરતા કે જો હું આવી સ્થિતિમાં હોતતો અધોગતિમાંથી પ્રગતિને છેડે પહોંચી ગયો હોત. આ વિચાર બહુ વખત ટકયો નહતો. થોડા વખત પછીજ તે માનવા લાગ્યા હતા કે, ઉચ્ચ સ્થિતિએ હોવાથી જ ફતેહ મળે છે એવું કંઇ નથી; પણ ગમે તેવી હલકી સ્થિતિમાંથી જો ફતેહ મેળવવા પ્રયત્ન કરતાં ઉપસ્થિત થતાં વિઘ્નોને મનુષ્ય ઓળંગી જાય તો તે યશ મેળવી શકે છે. અને તેવી જ રીતે તે માનતા હતા કે કોઇ પણ વ્યક્તી માત્ર ઉચ્ચ જાતિના સહવાસથી પોતામાં પોતાપણું હોયા સિવાય આગળ આવી શકતી નથી અને તેવી જ રીતે જો તેના પોતામાં સદગુણ હોય તો તે માત્ર નીચ જાતિના સહવાસથી નીચો બની જતો નથી. ગુણ, પછી

તે ગમે તે જાતની ચામડીમાં હોય પણ વહેલી કે મોડી તેની ખ્યાતિ થાય છે અને તેનો બદલો મળે છે.

વાંચક! તેમનો ઉપરોક્ત ભાવ શું વિચારણીય નથી. આર્ય ભાવનાઓ તેથી પણ આગળ વધી જાય છે! એમ કદાચ તું કહીશ, પણ જ્યાં સુધી તે ભાવનાઓ આપણાં શાસ્ત્ર પુરાણમાં રહે ત્યાં સુધી તેનો શો ઉપયોગ! એ ભાવના જ્યાં સુધી આદર્શ સ્વરૂપમાં ધારણ ન કરે, મનુષ્યમાં દૃઢ ન થાય ત્યાં સુધી સર્વ વ્યર્થ છે. શુન્ય હૃદયોને—જાણવા છતાં ચુપ રહેનારાઓને ડૉ. બુકરનું ચારિત્ર ઘણું શીખવી શકે તેમ છે. તે મહાત્માએ પોતે કેવી મુસ્કેલીથી શિક્ષણ પ્રાપ્ત કર્યું છે તે જાણતાં આપણે તેમને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકીશું નહિ અને હવે આપણે તે વિષે વિચાર કરીશું.

## શિક્ષણ માટે સફર.

બુકરને મીઠાની ભઠ્ઠીઓમાંથી બદલી કોલસાની ખાણોમાં મોકલવામાં આવ્યા હતા. ત્યાં આગળ એક દિવસે તેમણે કેટલાક ખાણુ-કામદારોને નીગ્રો લોકો માટે વર્જીનિયામાં મોટી સ્કુલ ઉઘડી હોવા વિષે વાત કરતા સાંભળ્યા. આ વાત હેમ્પટનની નોર્મલ એન્ડ એગ્રીકલચરલ ઇન્સ્ટીટ્યુટ વિષે હતી. તરતજ જો કે ત્યાં કેવી રીતે જવું તે વીષે તે કંઇ જાણુતા ન હતા તોપણુ તેમણે તે શાળા તરફ જવાનો નીશ્ચય કર્યો. થોડા મહીના પછી તેમને કોલસાની ખાણો અને મીઠાની ભઠ્ઠીઓના માલીકને ત્યાં ગૃહસેવક તરીકે મુકવામાં આવ્યા. આ ગૃહની સ્વામીની નોકરો પ્રત્યે ઘણી કડક હોવાનું કહેવામાં આવતું હતું. પરંતુ બુકરે જાણી લીધું કે તે પોતાના નોકરો પાસેથી વીશ્વાસનીય સેવાની આશા રાખતી હતી. તે દરેક વસ્તુને સર્વત્ર સ્વચ્છ અને જે તે કામ ત્વરાપૂર્વક અને યોગ્યરીતે થયેલું

જેવાને ઇચ્છતી હતી. તે ત્યાં આશરે અઢાર મહીના રહ્યા હતા અને તે ત્યાં રહ્યા તે પહેલાં જે કંઇ શીખ્યા હતા તેથી ઘણા કીમતી અને ઉપયોગી પાઠ અહીં શીખ્યા એમ તે માનતા હતા. તે કહે છે કે " હું ઘરમાં કે રસ્તામાં કાગળના કકડા પડેલા જોઉં છું તો તે ઉંચકી લઉં છું, આંગણું સ્વચ્છ નથી હોતું તો તે તરત સ્વચ્છ કરૂં છું, ઘર જો ધોળેલું નથી હોતું તો તે ધોળાવી નાંખું છું, અને જો કોઇના કપડા પર ડાઘો જોઉં છું અગર તો બટન નથી હોતું તો તરત તેનું તે તરફ ધ્યાન ખેંચું છું."

ઇ. સ. ૧૮૭૨ ની શરદ રૂતુમાં ડૉ. બુકરે હેમ્પટન ઇન્સ્ટીટયુટમાં જવાનો પ્રયત્ન કરવાનો સંકલ્પ કર્યો. તેમણે ફક્ત કપડાં અને મુસાફરીના ખર્ચ માટે થોડાક ડોલર બચાવ્યા હતા, તેમના ભાઈ જોને તેમને થોડી મદદ કરી અને બીજા કેટલાક વૃદ્ધ નીગ્રો લોકોએ પા ડોલર અગર પાંચસેન્ટ

અગર તો રૂમાલ આપ્યા હતા. માલ્ડનથી હેમ્પટન પાંચસો મૈલ દૂર હતું. પરંતુ ત્યાં જલદી પહોંચવા માટે સાધન મેળવવાને જોઈતા પૈસા તેમની પાસે ન હતા. થોડા ભાગમાં રેલ્વે હતી અને બાકીના ભાગમાં ડાગ ગાડીઓ દોડતી હતી. મુસાફરી દરમીયાનના એક ભાગમાં રાત્રે ગાડી એક નાની વીશી–હોટેલ આગળ રાખવામાં આવી પરંતુ કાળા રંગને લીધે ડૉ. બુકરને ખાણું આપવાની કે સૂવા દેવાની ના પાડવામાં આવી તેથી તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું અને તેથી તેમને ગરમી મેળવવા આખી રાત ચાલ્યા કરવું પડયું. થોડા દીવસ પછી તે રીચમન્ડ શહેરમાં પહોંચ્યા. અહીંથી હેમ્પટન બ્યાસી મૈલ દૂર હતું. તેમની પાસે પૈસા ન હતા તેથી અહીં તે ઉતરવાનું સ્થાન મેળવી શક્યા નહીં; એટલે તેમણે મધ્યરાત્રી સુધી રસ્તામાં આમ તેમ ફર્યા કર્યું. છેવટે તે એક ફ્રોપાથ આગળ આવી પહોંચ્યો કે જે જમીનથી થોડા ઉંચે

હતો. અર્થાત તેની નીચે પોલાણ હતું, અહીં તે પેટે સરીને અંદર પેઠો અને પોટલો ઉશીકે મુકી સુઇ ગયા. સવારમાં તે જ્યારે ઉઠયા ત્યારે તેમણે એક માલથી ભરેલું મોટું વહાણ જોયું. આ વહાણમાંથી માલ ઉતારવાનો હતો તેથી તેમણે મજુર તરીકે કામ કરવા દેવા કેપ્ટનને વિનંતી કરી. જ્યારે તે થોડા પૈસા કમાયા ત્યારે તે ત્યાંથી નાસ્તો લેવાને ગયા તેમણે આ પ્રમાણે કેટલાક દિવસ સુધી વહાણપર કામ કર્યું અને કરકસરથી પૈસા બચાવવા તે પેલા ફુટપાથ નીચેજ રાત્રીએ સુઇ રહેવાનો ક્રમ રાખ્યો. છેવટે તે હેમ્પટન જવાને શક્તિવાળા થયા અને ત્યાં તે પહોંચ્યા ત્યારે તેમની પાસે અડધો ડૉલર રહ્યો હતો; પણ તે જાણતા હતા કે તે ઇચ્છિત સ્થળે આવી પહોંચ્યા છે. દુનીઆમાં કોઇપણ સારૂં કામ પાર પાડવામાં કે લાયક થવામાં કોઇપણ આપત્તિથી અટકી નહિ જવાનો તેમણે સંકલ્પ કર્યો.

જ્યારે તે આ શાળાની અધ્યાપિકા પાસે શાળામાં દાખલ થવાની સંમતી મેળવવા હાઝર થયા ત્યારે થોડો વખત બીજા વિદ્યાર્થીઓ દાખલ થતા સુધી તેમને રાહ જોવી પડી હતી; પણ થોડા કલાક પછી અધ્યાપિકાએ તેમને કહ્યું " સાથેનું અધ્યયન ગૃહવાળવાનું છે. સાવરણી લે અને વાળી નાખ ? " ડૉ. બુકર આવું કામ જ્યારે તે માલ્ડનમાં ગૃહસેવક તરીકે રહ્યા હતા ત્યારે શીખેલા હતા. તેમણે આ ગૃહ ત્રણ વખત વાળી નાખ્યું, પછી એક કકડો લીધો અને ચાર વખત તેનાથી લુંછી નાખ્યું અને દરેક ફરનીચર ખસેડી દરેક ખુણા ખોચરા સ્વચ્છ કરી નાખ્યા. ભીંતોની આજુબાજુના થાંભલા લાકડ કામ, દરેક બેંચ પાટલો, ટેબલ અને ડેસ્ક ચાર વખત કપડાના કકડાથી લુંછી નાખ્યાં. જ્યારે અધ્યાપિકાએ આ ગૃહ જોયું ત્યારે તેણીએ કહ્યું કે " હું ધારૂં છું કે તું

આ શાળામાં દાખલ થઇ શકીશ." ડૉ. વૉશીંગ્ટને કહ્યું કે "પુંજો વાળવાનું કામ એ મારી કૉલેજની પરિક્ષા હતી. હું દરેક પરિક્ષામાં પાસ થયો હતો પણ મને હમેશ લાગતું કે, આ પરિક્ષા અત્યુત્તમ હતી.

આજુબાજુ પરિણામ એ હતું કે ઓરડી ગૃહની આવી સંભાળપૂર્વક સ્વચ્છતા જાળવવાથી તેમને દરવાનની જગ્યા મળી તેથી લગભગ પોતાના ખર્ચ જેટલું તે મેળવી શકતા હતા આ કામ ઘણું સખ્ત અને ત્રાસદાયક હતું. તેમને ઘણી મોડી રાત સુધી કામ કરવું પડતું અને વળી સવારમાં ચાર વાગે સઘડી—ચુલા સળગાવવા તેમજ અભ્યાસ કરવા ઉઠવું પડતું; તો પણ તે કહે છે કે તેમનું પોતાનું કામ બને તેટલું યોગ્ય કરવાનો તેમનો દૃઢ સંકલ્પ હતો. થોડા વખતમાં આનો લાભ એ મળ્યો કે, તેમના કામના બદલામાં તેમનો સર્વ ખર્ચ માફ કરવામાં

આવ્યો; પણ તે ચોપડીઓ અને કપડાં માટે ઘણી મુશ્કેલીમાં હતા ઘણું કરીને તે ચોપડીઓ જેઓની પાસે હોતી તેમની પાસેથી ઉછીની મેળવતા. તે જ્યારે હેમ્પટન આવ્યા ત્યારે તેમની પાસે ઘણાંજ થોડાં કપડાં હતાં તેથી તેટલાંજ કપડાં હમેશ સ્વચ્છ રાખી પહેરવામાં તેમને ઘણી હરકત પડવા લાગી ત્યાર પછી શિક્ષકોએ જાણ્યું કે તે પૈસાની તંગીમાં છે તેથી તેઓએ તેમના માટે કેટલાંક ઉતરેલાં કપડાં મેળવી આપ્યાં કે જે વહેંચી દેવા માટે આવ્યાં હતાં.

હેમ્પટનના બધા વિદ્યાર્થીઓની આર્થિક સ્થિતિ અતિ શોચનીય હતી. દરેક વિદ્યાર્થીને પોતાનાં ઘરનાં માણસોને સારી સ્થિતિમાં લાવવાંની પ્રબળ ઇચ્છા હતી તેમનામાં પોતાની જાત વિષે વિચાર કરનારો એક પણ નહતો. માસ્તરો પણ પોતાના વિદ્યાર્થીઓ માટે રાત્રી દિવસ કામ કર્યા કરતા હતા. તેઓ

જ્યારે પોતાના વિદ્યાર્થીઓને કોઇપણ રસ્તે મદદ કરી શકતા ત્યારે ઘણા આનંદી જણાતા હતા. ડૉ. બુકર કહેછે કે જનરલ આર્મ-સ્ટ્રોંગ કે જે સ્કુલના પ્રિન્સિપાલ હતા; તેઓ વિદ્યાર્થીઓને અતિપ્રિય હતા. તે એક એવો માણસ હતો કે જેણે, કદીપણ સ્વાર્થી વિચાર કર્યો નથી.

### અન્યને સહાય.

હેમ્પટનમાં પહેલા વર્ષ પછીની ઉનાળાની રજામાં ડૉ. બુકરે દરવાનનું કામ કર્યું હતું પરંતુ તેનો બદલો જોકે તેમના પોતાના ખર્ચ કરતાં કંઇક વધારે હતો તોપણ તેમ ઘણોજ થોડો હતો. તેમણે શાળાનું ૫૦ રૂપિઆ જેટલું દેવું કર્યું હતું તેથી તે પૂર્ણ કરી દેવા જેટલી રકમ મેળવવાને ઘણા અધીરા થઇ રહ્યા હતા. આ રકમ એકત્ર નહિ થઇ શકવાથી તેમણે હેમ્પટન ઇન્સ્ટીટયુટના ટ્રેઝરર પાસે જઇ પોતાની સ્થિતિ વિષે કહ્યું. આ-

મુકરથે એમ કહ્યું કે જ્યારે તું દેવું પૂર્ણ કરવાને શક્તિવાળો થાય ત્યારે રૂપિઆ ભરી દેજે અને તારાપર વિશ્વાસ છે. ”

બીજા વર્ષમાં પણ ડૉ. બુકરને દરવાનનું કામ મળ્યું હતું. તે તેમના બીજા વર્ષમાં અતિ કીમતી વસ્તુ શીખ્યા હોય તો તે બાઈબલનું જ્ઞાન અને તેનો ઉપયોગ એજ હતું શિક્ષકો પૈકીની એક સ્ત્રી આ પુસ્તકને કેમ વાંચવું અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે સમજાવતી અને કહેતી કે એ આધ્યાત્મિક શક્તિને સહાય કર્તા છે. એટલુંજ નહિ પણ સાહિત્યની સુંદરતા છે. આ સ્ત્રીએજ તેમને જાહેર પ્રજામાં કેવી રીતે બોલવું તે વિષે કેટલુંક શીખવ્યું હતું કે જેને માટે વૉશીંગ્ટન પોતાને તેનો ઉપકારી માનતા. કારણ કે તેમનું શક્તિવાન સૂત્ર એ હતું કે “ કહ્યા કરતાં કરી બતાવવું સારૂં. ”

બીજા વર્ષની આખરે તેમની માતાએ અને તેમના ભાઇએ જે પૈસા મોકલ્યા હતા. તેથી તે હેમ્પટનથી પોતાને ઘેર માલ્ડન જવા માટે શક્તિવાન થયા. એક મહીના સુધી તેમણે કંઇ કામ મેળવવા પ્રયત્ન કર્યો પણ કંઇ મેળવી શકયા નહિ અને જ્યારે તે કામની શોધમાં બહારગામ ગયા ત્યારે તે દરમયાન તેમની માતા મરણપામી. જ્યારે તેમણે આ સમાચાર જાણ્યા ત્યારે તે શોકના સમુદ્રમાં ડુબી ગયા. તેમની જીંદગીમાં ખરેખરા શોકનો પ્રસંગ આજ હતો. તે પોતાની માતાને સુખી અને આનંદીત કરવાને માટેજ હેમ્પટનનું અભ્યાસ કાર્ય પુર્ણ કરવાને અતિ મહેનત કરતા હતા. તે આ રજાઓમાં વધારે પૈસા કમાવાને શક્તિમાન થયા ન હતા પણ શાળા ઉઘડવાના ત્રણ અઠવાડીઆ અગાઉ અધ્યાપિકાનો એક પત્ર તેમને મળ્યો. તેમાં તેણે શાળાનું મકાન સ્વચ્છ કરવામાં તથા વ્યવસ્થા કરવામાં મદદ કરવા જલદી આવવા લખ્યું

હતું. આ કામ કરવામાં તે જે ધડો શીખ્યા હતા. તે કદી પણ ભુલ્યા નથી. અધ્યાપિકા ઉત્તર તરફના સંસ્થાનના એક ઉંચા કુટુંબની હતી છતાં પણ તેણે બારીઓ સાફ કરવામાં, ઓરડીઓ વાળી નાખવામાં પથારીઓ વ્યવસ્થીત ગોઠવવામાં અને બીજું ઘણું કામ કરવામાં બે અઠવાડીઆં ગાળ્યાં હતાં. તેના જેવી કેળવાયલા સ્ત્રી પોતાના શિક્ષણ અને સ્થિતિનો ઉપયોગ કમભાગ્ય જાતિની ઉન્નતિ કરવાનાં કાર્યમાં કરવામાં આનંદ કેમ માનતી હશે તે સમજવાનુ અતિ કઠિન છે. તે પોતે—બુકર નીગ્રોની દરેક શાળાના વિદ્યાર્થીઓને શ્રીમંત મહત્તા સમજાવવા આતુર રહેતા હતા.

જ્યારે છેલ્લા વર્ષમાં તે પોતે દ્વારપાલના કાર્યમાંથી છુટા રહ્યા હતા. ત્યારે તેમણે પોતાને મળતા સમયની દરેકે દરેક પળ અભ્યાસાર્થે સખ્ત મહેનત કરવામાં વ્યતીત કરી હતી; જેથી ને તેમના ક્લાસમાં થોડાજ વખ-

તમાં સક્રિય સ્થિતિમાં આવ્યા. અહીં તેમણે ઈ. સ. ૧૮૭૫ માં પોતાનો અભ્યાસ ક્રમપૂર્ણ કર્યો હતો. અહીં તે શું શીખ્યા હતા તે વિષે જો કહીએતો તે સર્વપ્રતિ પ્રેમ રાખવો અને બીજાઓને સુખી કરવામાં ઉપયોગી થવું એજ જીવનનો નિઃસ્વાર્થ આદેશ છે. એટલું શીખ્યા હતા.

તે ઉનાળામાં હેમ્પટનના બીજા વિદ્યાર્થીઓ સાથે કોનેક્ટીકટમી એક હોટેલમાં રહ્યા. અહીં તે ટેબલબોય—હજુરીયા—ખીદમતગારનું કામ કેવીરીતે કરવું તે શીખ્યા. ઉનાળાની આખરે તે માલ્ડનમાં પોતાને ઘેર ગયા અને ત્યાં નીગ્રોનાં બાળકોને ભણાવવા માટે શિક્ષકની નોકરી પર દાખલ થયા. તેમનું કામ સ્હવારના આઠ વાગે શરૂ થતું અને બહુધા તે રાત્રીના દશ વાગ્યા સુધી પહોંચતું હતું.

અહીં શિક્ષણ મેળવવા ઇચ્છનાર છોકરા, છોકરીઓ, અને સ્ત્રીઓ તથા પુરૂષોની એટલી મોટી સંખ્યા હતી કે તેમના માટે

રાત્રીશાળા સ્થાપવી પડી અને તે હમેશ ભરચક રહેતી હતી. એવીજ રીતે ડૉ. બુકર એક માલ્ડન અને બીજી માલ્ડનથી ત્રણ મૈલ દૂર આવેલી રવીવારની સ્કુલમાં શિક્ષકનું કામ કરતા હતા; અને તેજ પ્રમાણે કેટલાક જુવાન છોકરાઓ કે જેઓ હેમ્પટન ઇન્સ્ટીટ્યુટમાં દાખલ થવા જેવા હતા તેમને ખાનગી રીતે શિક્ષણ આપતા હતા. તે કહે છે કે, કંઇપણ પગાર મળવાની આશા કે તેનો સહજ પણ વિચાર કર્યા સિવાય કોઇપણ શિક્ષણ મેળવવાની ઇચ્છા ધરાવનારને હું શીખવતો હતો. શાળાના શિક્ષકના કામના બદલામાં હું થોડો પગાર મેળવતો હતો. ”

જ્યારે તે આવી રીતે સ્થિર થયા ત્યારે તેમણે ખર્ચની વ્યવસ્થા કરી પોતાના નાનાભાઇ જોનને હેમ્પટન મોકલ્યો. ત્યાર પછી બેઉ ભાઇઓએ તેમના ઘરમાંજ ઉછરેલો અને ભાઇ તરીકે મનાયલા બન્ધુને

અભ્યાસ પૂર્ણ કરવામાં મદદ કરી. એ પછીનું ઇ. સ. ૧૮૭૭ નું વર્ષ લગભગ ઇ. સ. ૧૮૭૬ ના વર્ષની માફકજ શીખવવામાં પસાર થયું.

આ પ્રમાણે કેટલોક વખત શિક્ષકનું કામ કર્યા પછી ઇ. સ. ૧૮૭૮ ની શરદ ઋતુમાં તે થોડાક મહીના વિશેષ અભ્યાસ કરવાના ઉદ્દેશથી યુનાઇટેડસ્ટેટસની રાજ્યધાની વૉશીંગ્ટન શહેરની સ્કુલમાં દાખલ થયા. તે વખતે આ સ્કુલમાં ઔદ્યોગિક શિક્ષણ અપાતું ન હતું. ડૉ. બુકર વોશીંગ્ટનને આ સ્કુલની સ્થિતિ જોતાં લાગ્યું કે હેમ્પટનની શાળા કરતાં આ તો ઘણીજ પાછળ છે; કારણ કે હેમ્પટનની શાળાના વિદ્યાર્થીઓ પોતાનો ખોરાક, કપડાં અને બુકોનો સંપૂર્ણ ખર્ચ કેવળ કામ કરીને અગર તો થોડું કામ કરી અને થોડા રોકડા પૈસા આપી ચલાવી લઇ શકતા હતા. એવીજ રીતે તે વિશેષ ધ્યાન ખેંચતાં જણાવે છે કે કેટલીક

છોકરીઓ આવી શાળાઓમાં અભ્યાસ કરતી હતી કે જેમની માતાઓ ધોબીનું કામ કરી ગુજરાન ચલાવતી હતી. તે બાળાઓ આવી સ્કુલોમાં કેટલાંક વર્ષ અભ્યાસ કર્યા પછી આ ધંધો સ્વીકારવામાં ખુશી જણાતી ન હતી તેથી આવારીતે માનસિક શકિતને શાળાઓમાં કેળવવા પ્રયત્ન થતા પરંતુ તે કામ કરવાની સારી રીતભાત, ઘરકામ કે અન્ય ધંધા-ઉદ્યોગો શોખવાડવા પ્રયત્ન થતો નહતો, આ માટે તેમણે દીલગીરી પ્રદર્શીત કરી હતી.

## હેમ્પટનમાં શિક્ષક.

અભ્યાસનું વર્ષ પુરૂં થયા પછી ડૉ. વૉશીંગ્ટનને કંઇક કામ કરવા વિષે કહેવામાં આવ્યું કે જેથી તે એક જાહેર વ્યાખ્યાન કાર તરીકે ખ્યાતિમાં આવ્યા. પૂર્વવર્જીનિયા સંસ્થાનની રાજ્યધાની માટે એક શહેર પસંદ કરવાનું હતું તેથી ત્રણ શહેરમાંથી એક

શહેર માટે લોકોના મત માગવામાં આવ્યા હતા. આમાંનું ચાર્લ્સ્ટન એક શહેર હતું અને ડૉ. વૉશીંગ્ટનને તે માટે મત મેળવવા વ્યાખ્યાન કરવાનું કહેવામાં આવ્યું. તેમણે આ કામમાં લગભગ ત્રણ મહીના ગાળ્યા હતા. તેમને વ્યાખ્યાન તરીકેની ફતેહથી રાજ્યદ્વારી જીવન ગાળવાનું કહેવામાં આવ્યું પણ તેમણે ધાર્યું કે પોતાની જાતના લોકોને શિક્ષણ મેળવવામાં મદદરૂપ થવું એ મુખ્ય કર્તવ્ય છે. આ પછી થોડાજ વખતમાં તેમને વર્ષ આખરે શાળા બંધ થતી વખતે હેમ્પટન વ્યાખ્યાન આપવાનું આમંત્રણ મળ્યું એ આમંત્રણ સ્વીકારી તેઓ હેમ્પટન આવ્યા. આ વખતે તેમણે ઇન્સ્ટીટયુટનું અવલોકન કર્યું તો તેમાં પોતે હેમ્પટન છોડયા પછી ઘણા સુધારા વધારા થયેલા જણાયા.

અગાઉથી દર્શાવ્યા પ્રમાણે તેમણે અહીં વ્યાખ્યાન આપ્યું ત્યારે તેમને સ્કુલમાં અભ્યાસ કરવા તથા શિક્ષકનું કામ કરવા પુનઃ દાખલ

થવાનું કહેવામાં આવ્યું. જે વિદ્યાર્થીઓને તેમણે હેમ્પટનમાં મોકલ્યા હતા. તે એટલા સારા હતા કે તેઓ ઉપલા વર્ગમાં દાખલ થઇ શક્યા હતા. તેમને અહીં શિક્ષક તરીકે રહેવાનું કહેવામાં આવ્યું હતું તેનું કારણ આજ હતું.

જનરલ આર્મસ્ટ્રોંગે કેટલાક ઇન્ડીયનો (અમેરિકાના મુળવતની) ને શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. અને તે માટે તેમણે સો કરતાં વધારે ઇન્ડીઅનો મેળવ્યા હતા. આમાંના ઘણા ખરા યુવાન હતા. ડૉ. વૉશીંગ્ટને તેઓની સાથે રહી તેમની રીતભાત, કપડાંલત્તાં, ઓરડો વગેરે પર દેખરેખ રાખવાનું કામ સોંપાયું. તેઓ એટલાતો જંગલી સ્થિતિમાં હતા. કે જ્યારે વૉશીંગ્ટને તેમાંના પંચોતેર માણસોની સાથે પોતા સિવાય અન્ય કોઇને જોયો નહિ ત્યારે તે પોતાના કાર્યમાં વિજય મેળવી શકશે કે કેમ તે વિષે તેમને શંકા થઇ. તો પણ તે

થોડાજ વખતમાં તેમનો વિશ્વાસ પ્રેમ અને માન મેળવી શકયા. બીજા મનુષ્યોની માફકજ તેઓ પ્રતિ જે ભલમનસાઇ દેખાડવામાં આવતી તેના તેઓ ઉપકૃત થતા અને જે તેમના તરફ તીરસ્કાર બતાવતા તેમને લાવવા દરેક નીગ્રોની તરફ તે તેવીજ દૃષ્ટિથી જોતા કેટલાક નીગ્રો વિદ્યાર્થીઓને ઇન્ડીયનોને મદદ કરતા જોઇ તે ખુશી થયા હતા. ઇન્ડીયનોને ઇંગ્લીશ બોલતાં શીખવવા તથા સુધરેલી રીતભાત સમજાવવા સાથે સહાધ્યાયી તરીકે એકજ રૂમમાં રહેવા જેઓને કહેવામાં આવતું તેઓ તેનું પાલન ઘણી ખુશીથી કરતા ડૉ. વૉશીંગ્ટન કહે છે કે જેમ ગોરાની શાળાઓમાં નીગ્રો વિદ્યાર્થીઓનું સ્વાગત થયું હતું તેમ હેમ્પટનમાં કાળા પૈકીના નીગ્રોના હસ્તે રેડ ઇન્ડીઓનું સ્વાગત થયું હતું. મી. બુકર જેઓ ઉન્નત સ્થિતિમાં છે તેઓ વિષે કહે છે. કે " તેઓ બીજાઓને ઉન્નત દશામાં મુકવાને જે પ્રમાણમાં મદદ કરે છે, તે પ્રમાણમાં તેઓ

ઉચ્ચ સ્થિતિમાં આવે છે અને પ્રગતિમાંથી અધોગતિમાં રહેવા દેવામાં આવે છે. તો તેઓ પોતાની મેળે તેથી પણ વધારે અધોગતિને પ્રાપ્ત થાય છે."

ઇન્ડીયનો સાથેના પહેલા વર્ષની આખરે વૉશીંગ્ટને એક અમુક કલાસના વિદ્યાર્થીઓને માટે રાત્રિ શાળા ખોલવામાં આવી હતી. તેનો ચાર્જ લેવાનું કહેવામાં આવ્યું. આ કલાસ જે યુવાન પુરૂષો અને સ્ત્રીઓ કે જે એટલાં બધાં ગરીબ હતાં કે પોતાનો ખર્ચ ચલાવી લઇ શકે તેમ નહતાં પણ શિક્ષણ મેળવવાને ઘણુંજ આતુર હતાં તેમનો હતો. તેઓ દિવસે દસ કલાક કામ કરતાં અને રાત્રે બે કલાક શાળામાં હાઝર રહેતાં. તેઓ પોતાના ખર્ચ ઉપરાંત જે કંઇ મેળવતાં; તે તેઓ એક કે બે વર્ષ પછી દિવસની શાળામાં દાખલ થઇ શકે તે માટે તેમને મદદ કરવા માટે રીઝર્વ ફંડ તરીકે રાખવાનું ઠરેલું હતું.

બહુધા પુરૂષો શીવણખાતામાં કામ કરતા અને સ્ત્રીઓ લુગડાં ધોવાનું કામ કરતી. આ વિદ્યાર્થીઓ એટલાંતો મહેનતુ હતા. કે તેઓએ કદી પણ શાળામાંથી પાછા ફરવાનો ઘંટ થતા સુધી પોતાનો અભ્યાસ બંધ કરતા ન હતા. ડૉ. વૉશીંગ્ટને તેમને પાણીદાર વર્ગ ( Plucky Class ) કહેતા. થોડાજ અઠવાડિઆમાં આ ક્લાસમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા બારથી વધી પચીસ સુધી ગઇ તેમાંના ઘણાઓ શાળા છોડયા પછી સારી સ્થિતિમાં આવેલા છે. આ રાત્રી શાળા કે જે બાર વિદ્યાર્થીથી શરૂ કરવામાં આવી હતી તે દસ વરસની મુદતમાં ત્રણસો ચારસો જેટલી સંખ્યા ધરાવતી થઇ છે,

## ટસ્કેજી સંસ્થા

ડૉ. વૉશીંગ્ટન અલ્બામા સ્ટેટમાં ટસ્કેજી ગામની નીગ્રો લોકોની નૉર્મલસ્કુલના પ્રિન્સિપાલ તરીકે ઘણા વર્ષથી પ્રખ્યાત હતા. હેમ્પટનની રાત્રીશાળાના શિક્ષક તરીકેના

પહેલા વર્ષના છેલ્લે દિવસે ટસ્કેજીમાં કાર્ય શરૂ કરવા માટે તે નીમાયા—ચુંટાયા હતા. ટસ્કેજી ના કેટલાક ગ્રહસ્થોએ હેમ્પટન ઇન્સટીટયુટના પ્રિન્સિપાલને કોઇ માણસ મેળવી આપવા અગર ભલામણ કરવા લખ્યું હતું ત્યારે તેમણે બુકર માટે ભલામણ કરી હતી. ટસ્કેજી બે હજાર માણસની વસ્તીનું ગામ હતું અને તેમાં લગભગ અર્ધ સંખ્યા નીગ્રોની હતી. દેશના આ પ્રદેશમાં ગોરાઓ કરતાં નીગ્રોની વસ્તી વિશેષ હતી તેથી તેમના માટે શાળા ખોલવાનું આ અનુકુળ સ્થાન હતું. ટસ્કેજીમાં નીગ્રો અને ગોરાઓ કુદરતી રીતે સ્નેહ ભરેલા સંબંધમાં રહેતા હતા, અને તેનો મજબુત પુરાવો એ છે કે તેમનો નાનો મોટો દરેક ધંધો એક કાળા અને એક ગોરા માણસની ભાગીદારીમાં ચાલતો હતો.

સરકારે આ શાળા માટે દરવર્ષે બે હજાર ડોલર આપવા જણાવ્યું હતું કે જે માત્ર પગારમાંજ ખરચાઇ જતા હતા. અને

જમીન, મકાન કે સાહિત્ય માટે કંઇ સગવડ ન હતી. શાળા માટે માત્ર એજ સ્થાન હતું કે જે નીગ્રો લોકોનું દેવળ હતું અને તેની પાસે એક નાની ઝુંપડી હતી અને વળી તે બન્ને ઘણી ખરાબ સ્થિતિમાં હતા.

ડૉ. વૉશીંગ્ટન ૧૮૮૧ ના જુન માસના આરંભમાં ટસ્કેજીમાં આવી પહોંચ્યા; અને સ્કુલની જગ્યો જોયા પછી તે લોકોની સ્થિતિ જોવા તથા તેમને શાળા વિષે હકીકત કહેવા પ્રવાસે નીકળ્યા તેમણે લોકોને શિક્ષણ અને ગૃહવ્યવહારાદિથી અજ્ઞાન જોયા. ખેડુતોમાંનો ઘણો ભાગ દેવામાં ડૂબી ગયો હતો, અને તેમનો પાક પણ ગીરો મુકાયલો હતો. ઘણી ખરી શાળાઓનું કામ દેવળ કે લાકડાના ઝુંપડામાં ચાલતું હતું. શિક્ષકોનો ઘણો ભાગ તેઓના કામને ઘણોજ થોડો લાયક હતો અને તેમની નૈતિક ચાલચલકત ખરાબ હતી. અલબત, તેમાં અપવાદ હતા પણ કાળી

બાજુ બતાવવામાં આવી છે કે જેથી ટસ્કેજી નોર્મલ સ્કુલ તથા એવી બીજી સંસ્થાઓ અને અન્યશાળાઓ વચ્ચેનો તફાવત સમજી શકાય.

મી. વૉશિગનની આ મુસાફરીનું પરીણામ એ આવ્યું કે, તેમને લાગ્યું કે આ લોકોની ઉન્નતિ કરવાનું કાર્ય તેમની પોતાની શકિત બહારનું છે. તેમને પ્રયત્નનું સારૂં પરીણામ આવવામાં શંકા થઇ અને નિશ્ચય થયો કે એમને કેવળ પુસ્તકથી શિક્ષણ આપવું એ સમયનો નીરર્થક વ્યય કરવા જેવું છે. ગોરાઓમાંના ઘણા આ શાળાની તરફણમાં હતા. ત્યારે કેટલાક તેથી વિરૂદ્ધ હતા; કારણ કે તેમને ધાસ્તી લાગતી હતી કે, જો નીગ્રો લોકોને શિક્ષણ મળશે તો તેઓ ખેતરો છોડી દેશે અને ગોરાઓની નોકરી કરવાને ના પાડશે. શાળાના આરંભ વખતે અને ત્યાર પછી ઘણા વરસ સુધી મી. વૉશીંગ્ટનના ખાસ મુખ્ય સલાહકારમાં બે માણસ હતા. તેમાંનો

એક ગોરો હતો. કે જે ગુલામો રાખતો હતો અને બીજો કાળો હતો કે જે એક ગુલામ હતો. શિક્ષક માટે આ ગૃહસ્થેએજ હેમ્પટન ઇન્સ્ટીટયુટના પ્રિન્સિપાલને લખ્યું હતું. કાળો માણસ જ્યારે ગુલામ હતો ત્યારે મોચીનો જીન બનાવવાનો અને કલાઇગરાનો ધંધો શીખ્યો હતો અને જેમ તેમ કરી ને લખતાં વાંચતાં પણ શીખ્યો હતો. વૉશીંગ્ટનને લાગ્યું કે આ ગૃહસ્થે ગુલામગીરીના સમયમાં જે ત્રણ ધંધા શીખવાને મહેનત કરી છે તેમાંથી તેણે આ સાધારણ માનસીક શક્તિ મેળવી છે.

ઇ. સ. ૧૮૮૧ ના જુલાઇની ૪ થી તારીખે શાળા ખુલ્લી કરવામાં આવી. આ વખતે શિક્ષકમાં મી વૉશીંગ્ટન એકલાજ હતા. પ્રથમ ૩૦ વિદ્યાર્થી દાખલ થવા આવ્યા હતા જેમાં લગભગ અર્ધા પુરૂષ અને અરધી સ્ત્રીઓ હતી. તેમાંનાં ઘણા ખરાં ટસ્કેજીથી વધુ દૂર રહેનારાં ન હતાં. શાળામાં દાખલ

ચવાની ઘણાઓની ઇચ્છા હતી. પરંતુ એવું ઠરાવવામાં આવ્યું હતું કે જે પંદર વર્ષની ઉપરના હોય અને જેમણે કંઇક પ્રાથમિક શિક્ષણ મેળવેલું હોય તેમનેજ દાખલ કરવા. જે ૩૦ વિદ્યાર્થીઓ આવ્યા હતા તેમાંના ઘણા ખરા માસ્તરો હતા અને કેટલાક તો લગભગ ૪૦ વર્ષની વયના હતા. ઘણાખરા વિદ્યાર્થીઓ માત્ર એકજ શિક્ષણ લેવા ઇચ્છતા હતા; કારણ કે તેઓ ધારતા હતા કે શાળા માસ્તરના ધંધામાં સારી કમાણી થાય છે. દર અઠવાડીએ વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઇ અને મહીના આખરે ૫૦ સુધી પહોંચી.

૧૦ અઠવાડીયાં પછી બીજા માસ્તરની નીમણુંક કરવામાં આવી. આ શિક્ષક તે મીસ ડેવીડસન હતી કે જે પછી મી. વૉશીંગ્ટનની પત્ની થઇ હતી. તે પહેલાં પણ થોડા વખત માટે કાળાઓની શિક્ષિકા તરીકે રહી હતી. પછી તે હેમ્પટન ઇન્સ્ટીટ્યુટમાં

રહી હતી અને ત્યાર પછી મેસેચ્યુસેટસની નોર્મલ સ્કુલમાં રજા લઇ રહી હતી. કેટલાકોએ તેને કહ્યું છે કે મેસેચ્યુસેટસમાં તે અતિ સૌંદર્યવાન છે માટે તે એક કાળી સ્ત્રી છે એમ કોઇને તેણે જણાવવું નહિ. તેણે તરતજ આવી વાતો કરનારને જવાબ આપ્યો કે ગમે તેવા સંજોગોમાં અને ગમે તેવા કારણ માટે પણ તે જાત છુપાવવા યત્ન કરશે નહિ. તેણીએ શિક્ષક તરીકે ટસ્કેજી શાળામાં સારી રીતભાત, નીતિ અને સ્વાર્થત્યાગ જેવા ઘણા ઉત્તમ ગુણો ઉત્પન્ન કર્યા.

મી. વૉશીંગ્ટને મીસ ડેવીડસન જ્યાં સ્કુલમાં દાખલ થઇ કે તરત જ શાળા વિષે વિચાર કરવા માંડયા. વિચારાંતે તેમણે વિદ્યાર્થીઓને કેટલાક ઉદ્યોગોનું, કરકસરનું અને અર્થશાસ્ત્રનું જ્ઞાન આપવાનું નક્કી કર્યું; કે જેથી શાળા છોડયા પછી શું કરવું તે વિષે વિદ્યાર્થીઓ ચોક્કસ જ્ઞાન ધરાવી શકે. તેઓ

તેમને કેવળ પુસ્તકો શિક્ષણને બદલે વ્યવહારિક શિક્ષણ આપવાની અતિ આવશ્યકતા સ્વીકારતાં હતાં.

તેમના જાણવામાં આવ્યું કે ફ્લોરીડાની સામુદ્રધુનિ નજીકના સંસ્થાનમાં ૮૫ ટકા જેટલા નીગ્રો ખેતીના કાર્યમાં ગુંથાયલા છે. આ વખતે તેમને એ વિચાર થયો કે આ ઉદ્યોગનુ વિદ્યાર્થીઓને શિક્ષણ નહિ અપાય તો વિદ્યાર્થીઓ કેવળ કાગળના કીડા થઇને રહેશે અને અંતે હાથ પગ ઘસવા જેવી સ્થિતિએ પણ જાય. આથી તેમણે નક્કી કર્યું કે વિદ્યાર્થીઓ ખેડુત જીવન તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જોતાં ન શીખે તે માટે તેઓ શિક્ષકના કામને લાયક થવા ઉપરાંત ખેતીવાડીવાળા પ્રદેશમાં તેઓ જાય તો ખેતીમાં તેમજ માનસિક નૈતિક અને ધાર્મિક જીવનમાં નવું બળ અને નવા વિચારો કેમ દાખલ થઇ શકે છે તે અન્ય લોકો જાણી શકે તેવું શિક્ષણ આપવું.

બીજી બાજુએ વિદ્યાર્થીઓ સાથેના સહવાસથી સમજાયું કે તેમની મુખ્ય ઇચ્છા શરીરને શ્રમ આપવો ન પડે તેવું શિક્ષણ મેળવવામાં ડૉ. વૉશીંગ્ટન શ્રમથી દૂર રહેવાની ઇચ્છા વિષેનું એક ચિત્ર રજુ કરતાં કહે છે કે, જુલાઇ મહીનામાં સખ્ત તાપમાં એક નીગ્રો કપાસના ખેતરમાં કામ કરતો હતો, ત્યારે તે વચમાંજ કામ ફેંકી દઇ આકાશ તરફ જોઇ એકદમ બોલ્યો, ' હે પ્રભુ ! કપાસમાં અતિશય ઘાસ થયો છે, સુર્ય સખ્ત થતો જાય છે અને કાર્ય એટલું મુશ્કેલીપૂર્ણ છે કે હું તને પ્રાર્થના કર્યા સિવાય રહી શકતો નથી. "

## જમીન અને મકાન.

શાળા ખુલ્લી મુકયા પછી આશરે ત્રણ મહીને ડૉ. વૉશીંગ્ટનને ખબર મળી કે ટસ્કેજીથી એક મૈલ દૂર આવેલું એક ખેતર વેચાવાનું છે. તરતજ તેમણે તેની કીમત વિષે તપાસ કર્યો તો માલીક તરફથી કહેવામાં આવ્યું કે

તેની કીમત ૧૫૦૦ રૂપીઆ પડશે, પરંતુ સવડખાતર હાલ તુરત અડધી રકમ રોકડ આપશો અને અડધી રકમ એક વર્ષ પછી આપશો તો તેમ કરવા હું ખુશીછું' વૉશીંગ્ટને હેમ્પટનના પોતાના એક મિત્ર પાસેથી સાડાસાતસો રૂપિઆ અંગ ઉધાર મેળવ્યા અને એ રીતે શાળા માટે જમીન મેળવી તે ખેતરમાં થોડાંક મકાન હતાં પરંતુ તેને સ્વચ્છ તથા દુરસ્તી કરી વ્યવસ્થિત રાખવાની જરૂર હતી. વૉશીંગ્ટને એ કાર્ય શાળાના વખત બહાર વિદ્યાર્થીઓ પાસેથી કરાવવા લીધું. ત્યાર પછી વૉશીંગ્ટને કેટલીક જમીન સ્વચ્છ કરી ખેડવાનો નિશ્ચય કર્યો. ઘણા એ યુવકોએ આ કામથી દૂર રહેવાનું ઠીક ધાર્યું. આ પ્રમાણે યુવકોની ઇચ્છાને ટેકો આપનાર કેટલાક શિક્ષકો પણ હતા. કારણ કે તેઓને પણ જાતે કામ કરવું પડતું હતું. વૉશીંગ્ટને એ હીલચાલ અને વિદ્યાર્થીઓના વૈચિત્ર્યનો તિરસ્કાર ન કરતાં ચૂપ રહી હરરોજ બપોરે પોતેજ હસ્તમાં

કોદાળી લઇ જગ્યો સાફ કરવાનો ક્રમ ચાલુ રાખ્યો ત્યારે એ રીતને ના પસંદ કરનારાઓએ જોયું કે વૉશીંગ્ટન પોતે સંપૂર્ણ કાર્ય કરવાને શરમાય તેમ નથી ત્યારે તેઓના પ્રથમના વિચારો જોત જોતામાં નષ્ટ થઇ ગયા અને વૉશીંગ્ટનને વિશેષ ઉત્સાહથી મદદ કરવા લાગ્યા.

આજ વખતે મીસ ડેવીડસને જગ્યો માટે ફંડ એકત્ર કરવાનો પ્રયત્ન આરંભ્યો હતો. આ ફંડમાં ફુલ નહિ તો ફુલની પાંખડી તરીકે કેટલાક વૃદ્ધ નીગ્રો લોકોએ પોતા તરફથી નાની રકમો પણ સ્વાર્થનો ભોગ આપી અર્પી એક વૃદ્ધ સ્ત્રી કે જેનાં વસ્ત્ર ફાટયાં તૂટયાં પણ ચોખ્ખાં હતાં તેણે અંતઃકરણની શુદ્ધ લાગણીના કારણે છ ઇંડા લાવી કહ્યું " હું જાણું છું કે તમે કાળાં સ્ત્રી અને પુરૂષોને સારાં બનાવવા મહેનત કરો છો. મારી પાસે ધન નથી પણ તમને આ ઇંડાં સ્વીકારી

શિક્ષણ લેતાં છોકરા છોકરીઓને મદદ કરવા વિનંતી કરેલ્છું. "

આ સંસ્થામાં એ ભલી સ્ત્રીનો પ્રેમયુક્ત ભંડાર ખુશીથી સ્વીકારાયો હતો. એ પછી નાતાલના તહેવાર આવતાં મી. વૉશિંગ્ટને તેમાં ધનનો અપવ્યય થતો જોયો તે પરથી તે કહે છે કે લોકો નાતાલ અને નવા વર્ષના અઠવાડીયાનો ઉપયોગ કેમ કરવો તે જાણતા નથી; તેથી ટસ્કેજીના વિદ્યાર્થીઓને આવા તહેવારોનો વ્યય કેવો હોવો જોઇએ તે શીખવવા તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે. આ શિક્ષણનું પરીણામ એ આવ્યું છે કે, કેટલાક યુવાનો આવા તહેવારોનો ઉપયોગ બહુધા વૃદ્ધ અસહાય સ્ત્રીઓનાં ઝુપડાં તૈયાર કરવામાં ગાળે છે.

આ ઇન્સ્ટીટચ્યુટ ઉભું કરવામાં વૉશિંગ્ટને દેવું કર્યું હતું તે આપણે જાણીયે છીએ; પરંતુ તેમના સદ્કાર્યના ફળરૂપે ત્રણ મહીનામાં સાડી સાતસોનું દેણુ ફેડવા જેટલો પૈસો તેમને મળ્યો

અને બીજા બે મહીનામાં બાકીના ખરચા પણ અપાઇ ગયા. હવે વૉશિંગ્ટને વિદ્યાર્થીઓને ખેતીવાડીનું શિક્ષણ આપવાની સાથે કંઇક પ્રાપ્તી માટે વિશેષ જમીન ખેડવાનો પ્રયત્ન કર્યો. ધીમે ધીમે શાળાની જરૂરીયાત કરતાં વિશેષ પ્રમાણમાં ઉદ્યોગ હુન્નર ચાલવા લાગ્યો. ખેતીનું કાર્ય સૌથી અગત્યનું માની તેને પ્રથમ હાથપર લેવામાં આવ્યું હતું. તેમજ તે ખોરાકી મેળવવાને અતિ ઉપયોગી હતું. વળી એ પણ વિશેષ હતું કે ઘણા વિદ્યાર્થીઓ પોતાના ખર્ચને પહોંચી શકતા ન હતા, તેથી તે ખર્ચ ચલાવી લેવા માટે તેઓ કમાય તેવા ઉદ્યોગ હુન્નરની પણ જરૂર હતી.

હવે ધીમે ધીમે શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા પણ વધતી ચાલી એટલે મકાન વિષે વિચાર કરવાની અતિ જરૂર હતી. છેવટે અઢારહજાર રૂપીઆનું મકાન બાંધવાનો નિશ્ચય વિચાર કરવામાં આવ્યો.

આ કાર્ય માટે મીસ ડેવીડસને ટસ્કેજીના લેકો પાસેથી એક મોટી રકમ એકત્ર કરી અને ઉત્તર સંસ્થાનમાં જઇ તે માટે દેવાલયોમાં અને રવીવારની શાળામાં વ્યાખ્યાનો આપ્યા. મી. વોશીંગ્ટને એક શાહુકારને અમુક દિવસે બારસો રૂપીઆ આપવાનું કબુલ કર્યું હતું. તે દિવસે સવારે તેમની પાસે એક કોડી પણ ન હતી; પણ જ્યારે ટપાલ આવી ત્યારે તેમાંથી તેટલી રકમના ચેક સાથેનો મીસ ડેવીડસનનો પત્ર તેમને મળ્યો. તે રકમ એ સ્ત્રીઓએ આપેલી હતી. પ્લાન તૈયાર થયો કે તરત જ વિદ્યાર્થીઓએ મકાનનો પાયો ખોદવા માંડયો. આ કામ તેઓ શાળાના સમય બહાર કરતા હતા. તેઓ પ્રથમ હાથે કામ કરવાને નાખુશ હતા તેથી શરૂઆતમાં થોડો વાંધો જણાયો હતો; પણ વોશીંગ્ટનના આદર્શ ચરિત્રે તે અસર દૂર કરી હતી થોડા અઠવાડીયા સખત મહેનત કર્યા પછી, પાયાના ખુણાનો પત્થર બેસાડવાનો સમય આવ્યો.

ગુલામગીરી નષ્ટ થયે ફક્ત સોળ વર્ષ થયાં હતાં. તે પહેલાં નીગ્રોને વાંચતાં લખતાં શીખવવાનું ગેરકાયદેસર ગણાતું હતું, તેથી આ ઉત્સવ એ એક અજાયબી ભરેલો ફેરફાર હતો. મુખ્ય ભાષણ તે પ્રગણાના કેળવણી ખાતાના સુપ્રીન્ટેન્ડેન્ટે આપ્યું હતું; અને નજીકના બધા ગોરા આગેવાનો તે વખતે હાજર હતા. મકાન બંધાઇ રહેતા પહેલાં મી. વોશીંગ્ટન વારંવાર પૈસાના પ્રશ્ન વિષે ચિંતાતુર રહેતા હતા. આ ચિંતાથી તેઓ રાત્રીએ નિદ્રા પણ લઇ શકતા નહતા.

## ઔદ્યોગિક શિક્ષણ.

મી. વોશિંગ્ટને વિદ્યાર્થીઓને ખેતીવાડી અને ઘરગથુ શિક્ષણ આપવાનો વિચાર કરીને અટક્યા ન હતા. તેમણે તે ધંધાની માફક જ તેમને આવશ્યક એવાં ઘરો બાંધતાં શીખવાડવાનો સંકલ્પ કર્યો હતો. એક રીતે કહીએ તો તેમણે શ્રમની પદ્ધતિ સમજાવ-

વાનો નિશ્ચય કર્યો હતો, તેથી તેઓ માત્ર શ્રમની મહત્તા જાણી શકતા એમ ન હતું; પણ તેની સુંદરતા અને ખુબી જાણતા થતા હતા. ઘણા વિદ્યાર્થીઓ ઝુંપડામાં રહેતાં ગરીબ કુટુંબોમાંથી આવેલા હતા; તેથી તેમને અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે મકાન બાંધવામાં મદદ થાય એ ઘણું આવશ્યકારદાયક હતું. આ સમયમાં ઘણાં મકાનો બંધાયાં હતાં અને લગભગ તે બધાં વિદ્યાર્થીઓના હાથેજ બંધાયાં હતાં. આનું પરીણામ એ આવ્યું કે, સેંકડો વિદ્યાર્થીઓને એન્જીનીયરીંગનું ઉત્તમ જ્ઞાન થોડા પ્રયાસે મળ્યું.

ઔદ્યોગિક કાર્યમાં મોટામાં મોટો અનુભવ ઇંટો પાડવાના ઉદ્યોગમાં થયો હતો. આ કામ ઘણું સખત અને મલિન હતું. કલાકના કલાક કાદવમાં ઉભા રહેવાનું કામ ક્યા પુસ્તકી પંડિતને આનંદનીય હોય ? અનેક વિદ્યાર્થીઓએ શાળાનો ત્યાગ કર્યો.

સદ્ભાગ્યે બાકી રહેલા વિદ્યાર્થીઓએ એ કાર્ય ઉપાડી લીધું, પ્રથમ પચ્ચીસ હઝાર ઇંટો પાડવામાં આવી, પણ તે ભઠ્ઠી નિષ્ફળ નીવડી. બીજી વખતે પણ તેમજ થયું, આથી હેમ્પટન ઇન્સ્ટીટયુટમાં ઔદ્યોગિક શિક્ષણ મેળવી આવેલા શિક્ષકોએ તેમાં ભાગ લેવા માંડયો અને ત્રીજી ભઠ્ઠી તૈયાર થઇ, આ વખતે પ્રથમ કરતાં બધી ઇંટો સારી પાકી હતી. મી. વોશિંગ્ટને ચોથી ભઠ્ઠી તૈયાર કરવાનો સંકલ્પ કર્યો. પરંતુ આ વખતે તેના ખર્ચ જેટલું પણ ધન નહતું. લક્ષ્મીના અભાવે તે પોતાનો સંકલ્પ એમ કંઇ છોડી દે, તેવા ન હતા, તેમણે તરતજ પોતાનું ઘડીયાળ ગીરવી મુકી પીસ્તાલીસ રૂપિઆ મેળવી ચોથી ભઠ્ઠી કરાવી અને પુર્ણ ફતેહ મેળવી. આ ઉદ્યોગ દિનપ્રતિદિન ઉન્નત થતો ગયો અને તે એટલે સુધી પહોંચ્યો કે એક વર્ષમાં એક લાખ વીસ હઝાર ઇંટો તૈયાર થઇ અને

વિદ્યાર્થીઓ મનુષ્ય માત્રને ઉપયોગી એવો એક ઉદ્યોગ શીખ્યા.

મી. વોશિંગ્ટન કહે છે કે, "મને એવો અનુભવ છે કે, મનુષ્ય સ્વભાવમાં એવું કંઇ તત્વ છે કે, જે ગુણની કીમત આંકી શકે છે. પછી તે ગુણ ગમે તે જાતની ચામડીમાં રહેલો હોય. જે વ્યક્તિને જગતમાં કંઇ પણ કાર્ય કરવું છે, તે પોતાની જાતિને લક્ષમાં નહિ લેવા છતાં, છેવટે પોતાનો રસ્તો શોધી લે છે." આપણે પ્રથમ જાણી ગયા છીએ કે વિદ્યાર્થીઓ આવા ઉદ્યોગોનો મજબુત પ્રતિકાર કરતા હતા. તોપણ તે સર્વ એક ડો. બુકર ટી. વોશિંગ્ટનના સત્ય આત્મબળ આગળ નિરર્થક હતા. ધીમે ધીમે એ પ્રશ્નને એવું સ્વરૂપ પ્રાપ્ત થયું કે, ધનવાન હો કે રંક હો, પણ ટસ્કેજી સંસ્થાના વિદ્યાર્થીએ થોડા ઘણા ઉદ્યોગોનો પરિચય અવશ્ય હોવો જ જોઇએ. ઘણા વિદ્યાર્થીઓના માતાપિતા-

ઓએ આ પ્રણાલિકા સામે પ્રત્યક્ષ અને અ-પ્રત્યક્ષપણે—પત્રાદિથી વાંધો ઉઠાવ્યો હતો. એ વિઘ્ન દૂર કરવા માટે મી. વોશિંગ્ટને પ્રવાસ કરી લોકોને શિક્ષણનું મુલ્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો. તેમણે તેનો તોછડાઇ કે સત્તા પ્રદર્શક પ્રત્યુત્તર આપ્યો ન હતો. અને તે વિદ્યાર્થીઓને પણ હમેશ એ વિષેના ઉમદા વિચારો ધારણ કરે તેવા બનાવવા યત્ન કરતા.

ઇ. સ. ૧૮૮૪ માં જે વિદ્યાર્થીઓ ખોરાકી ખર્ચનો કંઇપણ ભાગ આપવા અશક્ત હતા, તેમના માટે તેમણે રાત્રીશાળા ખોલી. આ શાળામાં અભ્યાસ કરનારાઓને દિવસે દસ કલાક ઉદ્યોગ વ્યાપારાદિના કાર્યમાં રોકવાનો ક્રમ રાખવામાં આવ્યો. તેઓ રાત્રે બે કલાક અભ્યાસ કરતા. આ રીતે બે વર્ષ કામ કરતાં. દિવસની શાળામાં દાખલ થવા તે શક્તિમાન થતા. તેમાં પણ તેઓ આઠ

વાડિયામાં ચાર દિવસ હાઝરી આપી. બે દિવસ વ્યાપાર ઉદ્યોગ કરવામાં ગૂંથાતા. ઉન્હાળાના ત્રણ મહીના પણ તેઓ એવીજ રીતે પુર્ણ કરતા મી. વોશિંગ્ટન કહે છે કે "જે વિદ્યાર્થી દિવસે દસ કલાક ઈટશાળા કે ધોબીશાળામાં કામ કરી સાંજે બે કલાક નીયમિત રીતે અભ્યાસ કરી શકે છે તેજ વિદ્યાર્થી વિશેષ શિક્ષણ મેળવવાને લાયક ગણી શકાય."

ઇ. સ. ૧૮૮૨ ની પાનખર ઋતુમાં વાર્ષિક આભાર પ્રદર્શક મેળાવડો, નવું મકાન કે જેને પોર્ટરહોલ કહેવામાં આવતો હતો. તેના પ્રાર્થના મંદિરમાં ભરવામાં આવ્યો હતો. આ પહેલાં થોડાજ વખતપર આ નવા મકાનમાં વસ્તીગૃહ ખોલ્યું હતું. અને એક કામ ચલાઉ રસોડું તથા ભોજનગૃહ મકાનની નીચે જમીન ખોદીને બનાવ્યું હતું. વસ્તીગૃહની વ્યવસ્થાનું કાર્ય અતિ મુશ્કેલીપુર્ણ હતું.

પરંતુ ધીમે ધીમે તે વ્યવસ્થિત થયું. મી. વાશિંગ્ટન કહે છે કે "અમારૂં પ્રારંભિક ભોજનગૃહ તે અંધારી અને ભેજવાળી કોટડીમાં હતું. તેથી હું આનંદ અનુભવું છું. જો અમે તે કાર્ય માટે એકાદ સગવડકારક અને સુંદર ઓરડો મેળવી શકયા હોત તો મને ધારતી છે કે, કદાચ અમે અમારી બુદ્ધિ ખોઇ બેઠા હોત અને અભિમાની બન્યા હોત!"

## અગવડતા વેઠતા વિદ્યાર્થીઓ.

વસ્તીગૃહ પુરૂં કર્યા પછી થોડા જ વખતમાં હેમ્પટન ઇન્સ્ટીટયુટના ટ્રેઝરર અને જે શિક્ષક કે, જેમની આગળ મી. વોશિંગ્ટને પ્રથમ પ્રવેશ પરિક્ષામાં પુંજો વાળવાનું કાર્ય કર્યું હતું, તેમણે આ ઇન્સ્ટીટયુટની મુલાકાત લીધી. હેમ્પટન ઇન્સ્ટીટયુટના પ્રિન્સીપાલ સ્વ. જનરલ આર્મસ્ટ્રોંગે પણ મુલાકાત લીધી હતી. આ ગૃહસ્થોનો જેટલો પ્રેમ કાળાઓ ઉપર હતો તેટલોજ ગોરાઓ

ઉપર હતો. મી. વોશિંગ્ટન કહે છે કે "એથી હું જાણી શકયો હતો કે, મહાન પુરૂષો પ્રાણી માત્રપર પ્રેમ ધરાવે છે, ત્યારે ક્ષુદ્ર હૃદયના માનવો દ્વેષથી હૃદય કાળું કરે છે અને તેવી જ રીતે અશકતને સહાય કરનારા પોતાને સશકત બનાવે છે ત્યારે તેવાઓના છળ કરનાર પોતાને અશકત બનાવે છે. તે કહે છે, મેં નિશ્ચય કર્યો કે કોઈ પણ જાતિના માણસનો તિરસ્કાર કરી હું મારા આત્માની અધોગતિ કરીશ નહિ મને એવા કમભાગ્ય મનુષ્ય માટે દયા આવે છે."

વિદ્યાર્થીઓની સંખ્યા એટલી વધી ગઇ કે તેમના બીછાના માટે સ્થાન મેળવવાની પણ મુસ્કેલી ઉભી થઇ. એ માટે કેટલાંક ઝુંપડાં ભાડે મેળવ્યાં પણ તે સારી સ્થિતિમાં ન હતાં, તેથી વિદ્યાર્થીઓને ટાઢ પીડવા લાગી. તેઓની પાસે તેનાથી રક્ષણ કરવા માટે કામળા પણ જોઇએ તેટલા ન હતા.

મી. વોશિંગ્ટન કેટલીક વખત વિદ્યાર્થીઓની સ્થિતિ જોવા તથા તેમને અનુકુળતા કરી આપવા રાત્રે બહાર નીકળતા. તેઓએ ઘણી વખત વિદ્યાર્થીઓને ગરમીની ચોતરફ તેવી મધ્ય રાત્રીએ પણ બેઠેલા જોયા. વિદ્યાર્થીઓ આવી અગવડતા સહન કરતા તોપણ તે તેમની સ્થિતિ સુધરેલી જોવાને ઘણા આતુર રહેતા.

એ પ્રતિકુળતા દૂર કરવાના ઇરાદાથી તેમણે વિદ્યાર્થીઓને આવશ્યક ફરનીચર બનાવવાનું કહેણામાં આવ્યું, ત્યારે તેમાંથી હમેશના રીવાજ પ્રમાણે ઘણાજ થોડા વિદ્યાર્થીઓ એવું કામ કરવા તૈયાર થયા. આરંભના આ નિરૂત્સાહી વિદ્યાર્થીઓએ જે કોટ બનાવ્યા તે મજબુત કે શોભીતા ન હતા, ઘણીવાર તે રાત્રે બેસી–ભાગી જતા જેવા તેમના કોટ હતા તેવીજ તેમની રજાઇઓ હતી. રજાઇઓ માટે હલકા કપડાનું

મોટું ખોળીયું બનાવી તેમાં દેવદારના ઝાડનાં પાન ભરવામાં આવતાં. આજે તે સ્થિતિ રહી નથી. એ તો આરંભનું કાર્ય હતું. આપણે તેના પરીણામ તરફ દ્રષ્ટિ રાખવાની છે. હવે સાદડીઓ અને રજાઇઓ બનાવવાનું શિક્ષણ બાળાઓને પદ્ધતિસર અપાય છે, પ્રથમ જે સ્થાને એક પણ ખુરસી ન હતી અને જ્યાં માત્ર ખડબચડા લાકડાના ત્રણ ટુકડા ખીલાથી જડી લઇ સ્ટુલ બનાવવામાં આવ્યુ હતું ત્યાં આજે ઘડીભર આંખ ઠરી રહે તેવું ફરનીચર જોવામાં આવે છે, હવે વિદ્યાર્થીઓ સુતારી કામ એટલું ઉત્તમ રીતે શીખવાય છે કે તેમની ઓરડી વિવિધ પ્રકારના ફરનીચરથી શણગારાયલી રહે છે.

મી. વોશિંગ્ટન હમેશ સ્વચ્છતા તરફ વિશેષ ધ્યાન આપતા હતા. તેઓ વિદ્યાર્થીઓને વારંવાર કહેતા કે, જો તમો ગરીબ હશો તો

લોકો તમારા તરફ દયાની દ્રષ્ટિથી જોશે પણ જો તમે ગંદા રહેશો તો તેવી આશા રાખી શકશો નહિ. સ્વચ્છતાના વિષયમાં પ્રથમ વિદ્યાર્થીઓને કપડાં સ્વચ્છ ને ચાંદાં–ડાઘા કે છિદ્ર વગરનું રાખવાનું અને કપડાંને તમામ બટન રાખવાનું શીખવવામાં આવતું. આ વિચાર એટલે સુધી ગ્રાહ્ય થઇ ગયો છે અને તેનું એટલે સુધી પાલન થાય છે કે, તેઓ સાંજે જે વખતે પ્રાર્થના મંદિરમાંથી બહાર નીકળે છે તે વખતે તેમનો પોષાક તપાસવામાં આવે છે, પણ તેમાંથી એકે બટન ખોવાયલું જણાતું નથી.

## ફંડ માટે પ્રયત્ન.

થોડા વખત પછી પહેલા મકાન જેવા બીજા એક મોટા મકાનની જરૂરીયાત જણાઇ. તેથી તેવું એક મકાન બાંધવાનું શરૂ કરવામાં આવ્યું. આ સંસ્થા અલબામાં સંસ્થાનમાં હતી, તેથી તેનું કામ શરૂ કરતા પ-

હેલજ તેનું નામ અલબામાંહોલ પડયું હતું. એનું એસ્ટીમેટ ત્રીશહઝાર રૂપિઆનું થયું.

મકાન જેમ કર્યું હતું તેમ આ વખતે પણ વિદ્યાર્થીઓએ પાયો ખોદવા માંડયો. આ માટે થોડા પૈસા ટસ્કેજીમાંથી મેળવવામાં આવ્યા હતા પણ તે જરૂરીયાત ધનનો ધણોજ થોડો ભાગ હતો. સામાન્ય માન્યતા જ છે કે સદ્પુરૂષોની વિટંબના દુર કરવાની પ્રભુને ચિંતા હોય છે. એ સત્યની પ્રતિતિ આપવા માટેજ જાણે કે. વોશિંગ્ટનને નિમંત્રણ થયું હોય, તેમ જનરલ આર્મસ્ટ્રોંગે ઉત્તર સંસ્થાનમાં પોતાની સાથે પ્રવાસ કરવા બોલાવ્યા કાળા વિદ્યાર્થીઓમાં કેટલાકના અવાજ મીઠા હતા, તેથી તેમાંથી તેમણે ચાર વિદ્યાર્થીઓને સાથે લીધા અને ટસ્કેજી સંસ્થા માટે ધન મેળવવા સભાઓ ભરવા માંડી. આ યોજના માત્ર અલબામાંહોલ માટે પૈસા મેળવવા હતી એમ કંઇ ન હતું, પરંતુ મી.

વોશિંગ્ટનનો ઉત્તર સંસ્થાનવાસીઓને પરિચય આપવાના કાર્ય માટે હતી એમ પણ કહી શકાશે.

આ પ્રવાસ પછી બીજો પ્રવાસ ફંડ પ્રાપ્ત કરવા માટે તેમણે એકલાએજ કર્યો હતો. તેમને ઘણા માણસો એવા પણ મળતા હતા કે જે પૈસા આપતા પણ પોતાનું નામ જાણવા દેતા ન હતા. ફંડ મેળવતાં મી. વોશિંગ્ટનને જે અનુભવ થયા છે તે જાણવા જેવા છે. તેઓ કહે છે કે, ન્યુયોર્કની બે સ્ત્રીઓએ આઠ વર્ષમાં ટસ્કેજીમાં જે ત્રણ મકાનો બાંધવામાં આવ્યા. તેમાં ઘણી સારી મદદ કરી હતી અને તે ગુપ્ત હતી. એક ગૃહસ્થ કે જેમને અમે મળવા ગયા હતા તેમણે સ્નેહપુર્વક મુલાકાત આપી. એક મોટી રકમનો ચેક લખી આપતાં કહ્યું "સારા કામમાં સહાય કરવા માટે મને જે પ્રસંગ આપ્યો છે તે માટે મી. વો-

શિંગ્ટન ! હું તમારો ઘણો આભારી છું. એવા કાર્યમાં ભાગ લેવો એ એક અમારો હક છે. તમે અમારૂં કામ કરો છો તે માટે અમે તમારા ઋણી છીએ." એક પ્રસંગે મી. વૉશિંગ્ટનના સાંભળવામાં આવ્યું કે, એક ગૃહસ્થ કે જે શહેરથી બે મૈલ દૂર રહે છે, તેમને એ શાળાની માહિતી મળે તો તેઓ તરફથી કંઇ પણ મળશે. આથી તે સખ્ત ઠંડીમાં ત્યાં ગયા. તે ગૃહસ્થે સર્વ હકીકત ધ્યાનપુર્વક સાંભળી લીધી, પરંતુ કંઇ આપ્યું નહિ. બે વર્ષ પછી મી. વૉશિંગ્ટનપર તેમનો એક પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું કે, " દસ હજાર ડૉલરનો ડ્રાફ્ટ આ સાથે તમારા કાર્યના ઉપયોગ માટે મોકલ્યો છે. બે વર્ષપર મેં તમારી આનંદિત મુલાકાત લીધી હતી." અત્યાર સુધીમાં સર્વ બક્ષીસોમાંની આ એક મોટામાં મોટી બક્ષીસ હતી અને આ પહેલાં

શાળામાં ધનની અતિ જરૂર હતી. સાચી ભક્તિના પરીણામે તે પણ દુર થઇ.

મી. વોશિંગ્ટન હમેશ માને છે અને શિક્ષકોને પણ કહે છે કે, જો શાળાનું કાર્ય ઉત્તમ હશે તો તેના કાર્યના પ્રમાણમા અવસ્ય સહાય મળશે. તે રેલ્વેમાં એક દાન આપનાર દાતા વિષે કહે છે કે, પહેલી વખત મી. વોશિંગ્ટન અને તેનો ભેટો થયો ત્યારે તેણે ફક્ત બે ડોલર આપ્યા હતા, પણ તેઓએજ છેલ્લી વખતે એન્ડાઉમેન્ટ ફંડમાં પચાસ હજાર ડોલર આપ્યા હતા. આ ગૃહસ્થનું દાન શાળાને ઉન્નત સ્થિતિમાં લઇ જવામાં ઘણું ઉપયોગી થઇ પડયું હતું.

વાર્ષિકોત્સવ સમયે ધર્મોપદેશ માટે બોસ્ટનથી એક ઉપદેશકને બોલાવવામાં આવ્યો હતો. તે મેળાવડા માટે શાળાનો હોલ પૂરતો નહતો, તેથી એક તંબુ ઉભો કરવામાં આવ્યો હતો. ધર્મોપદેશકે પોતાનું કાર્ય ચલાવ્યું તેટ-

લામાંજ ભારે વરસાદ પડયો; તેથી તેમના પર છત્રી ધરવી પડી અને તેમને ભાષણ બંધ કરવું પડયું. વરસાદ બંધ પડયા પછી તેમણે પોતાનું ભાષણ પૂર્ણ કર્યું. પરંતુ વર્તમાન સ્થિતિ જોઇ એક મોટા પ્રાર્થના મંદિરની આવશ્યકતા જણાવી. અહીં કોઇ તરતને માટે વ્યવસ્થા કરે તેમ નહતું, કિન્તુ બીજે દિવસે ઇટાલીમાં પ્રવાસ કરતી બે સ્ત્રીઓનો તેમને પત્ર મળ્યો હતો. તે દાનશૂર રમણીઓએ એ પત્રમાં આવા મંદિર માટે ધન આપવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો હતો.

મી. એન્ડ્રુકાર્નેજીનું નામ સર્વ જગતમાં પ્રસરેલું છે. એ ગૃહસ્થે ઘણી મોટી રકમો શિક્ષણાલયો અને પુસ્તકાલયોમાં આપેલી છે. તેમણે પણ આ મકાન માટે વીસ હજાર ડોલર આપ્યા. પ્રથમતો મી. કાર્નેજી આ શાળાના કાર્યમાં એવો કંઇ રસપૂર્વક ભાગ લેતા હોય

એમ જણાતું નહતું, પરંતુ પછી મી. વૉશિંગ્ટન અને એવા બીજાઓએ શાળાના કાર્યમાં દસ વર્ષ સખ્ત મહેનત લીધો ત્યાર પછી મી. વૉશિંગ્ટને તેમના પર એક પત્ર લખી શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ અને શિક્ષકોની સંખ્યા તથા શાળાની લાયબ્રેરીમાં રહેતાં પુસ્તકોની સંખ્યા જણાવવા ને ઉપરાંત લખ્યું કે મકાન માટે ઇંટો, કડીયાકામ, સુથારીકામ, લુહારકામ વગેરે વિદ્યાર્થીઓ પોતે કરશે તમો જે દાન આપશો તેથી કેવળ મકાન બનશે એમ કંઇ નથી. પણ તે સેંકડો વિદ્યાર્થીઓને મકાન બાંધવાનું કાર્ય શીખવાની ઉત્તમ તક આપે છે; અને તેના પૈસા તેમને શાળામાં અભ્યાસ કરવા માટે ઉપયોગી થઇ પડશે. મી. કાર્નેગીએ એ પત્રના ઉત્તરમાં જણાવ્યું કે હું વીસ હઝાર ડૉલર સુધીનાં બીલ આપવા ખરેખ઼ા ખુશી છું; અને આવા ઉમદા કાર્યમાં મને ભાગ લેવાની તક મળી છે તેથી મને અતિ

આનંદ થયો છે. જોકે આવી રીતે કેટલીક મોટી રકમોનું દાન મળ્યું હતું, પણ ઘણા પૈસા તો નાની રકમોથીજ એકત્ર થયા હતા એવી નાની રકમોનું દાન તે એવા કાર્ય તરફ હજારો માણસોની સહાનુભૂતિ દર્શાવે છે. કોઇ પણ પરોપકારી કાર્ય ખરી લાગણી અને સહાનુભૂતિ દર્શાવનારા સેંકડો દાતાઓની નાની નાની બક્ષિસો પરજ બહુધા અવલંબી રહે છે. મી. વૉશિંગ્ટન કહે છે કે, પૈસા એકઠા કરવામાં ધર્મોપદેશકોની બાહ્ય સહાયાર્થે સર્વ બાજુથી માગણીઓ અહર્નિશ આવ્યા કરે છે. તેમની લાગણી તથા સહનશીલતા જોઇ મને ઘણું આશ્ચર્ય થાય છે. અન્ય કોઇ પણ બાબતના વિચારથી ખરા ખ્રિસ્ટના ઉદ્ધાર તથા પરોપકારી જીવનનું મહત્વ મારા હૃદયમાં આલેખાયું નહોત, પણ આજ પચીસ વર્ષથી કાળા મનુષ્યોની ઉન્નતિ માટે ખ્રિસ્તીઓ સર્વનું જે પવિત્ર કાર્ય કરે

છે, તે જોઇ હું ખ્રિસ્તી થયો છું. રવીવારની શાળાઓ, ખ્રિશ્ચિયન એન્ડેવર સોસાઇટીઓ, મીશનરી સંસ્થાઓ અને ખુદ સાર્વજનિક ચર્ચ વગેરેથી મળતા પૈ, પૈસા, આના જેવી નાની બક્ષીસોથી નીગ્રોની ઉન્નતિ આટલી ઝપાટા બંધ થાય છે.

મી. વૉશિંગ્ટનની પ્રથમ પત્ની મૃત્યુ પામ્યા પછી, આગળ જણાવી ગયા છીએ તે ડેવિડસ તેનું ઇ. સ. ૧૮૮૫ માં વૉશિંગ્ટન સાથે લગ્ન થયું હતું. તે ભલી સ્ત્રીએ વૉશિંગ્ટનને અતિ સહાય કરી હતી. તેણે પોતાની સર્વ શક્તિનો વ્યય શાળાના કાર્યમાંજ કર્યો હતો. કિન્તુ તે પણ ઇ. સ. ૧૮૮૯ માં ચાર વર્ષ સંસાર સુખનો સારો અનુભવ મેળવી તથા આઠ વર્ષ શાળા માટે સતત પરિશ્રમ કરી સ્વર્ગવાસી થઇ ! મી. વૉશિંગ્ટનને આથી કેટલો આઘાત થયો હશે અને તેમના મનમાં પોતાના કાર્યનું એક

સાચું અંગ જવાની કેટલો ખેદ થયો હશે તેની વાચકેજ કલ્પના કરી લેવી? તદ્‌પિ ભુલવું જોઇતું નથી કે સત્યવ્રત આગળ સર્વ વિઘ્નો દૂર થાય છે—દૃઢ મનના સંકલ્પો આગળ ઉભાં થતાં વિઘ્નો આપો આપ નષ્ટ થાય છે; એ સિદ્ધાંતજ પ્રતિતિ ડૉ. વૉશિંગ્ટનનું ચારિત્ર કરાવે છે.

## મી. વોશિંગ્ટનનું વકતૃત્વ.

મી. વોશિંગ્ટને વકતૃત્વનો અભ્યાસ કેવી રીતે શરૂ કર્યો તે જાણવા જેવું છે. તે વિષે તે કહે છે કે "એક ગૃહસ્થે મારૂં ટસ્કેજી શાળાનું ભાષણ સાંભળી નેશનલ એજ્યુકેશન એસોસીએશનમાં મને ભાષણ કરવાને નિમંત્રણ કર્યું. મ્હેં તેમનું આમંત્રણ સ્વીકાર્યું. આ સંસ્થા આગળ હું ભાષણ કરતો હતો તે વખતે સુમારે ચાર હજાર મનુષ્યો ત્યાં હાજર હતા. આ ભાષણમાં મેં નીગ્રોને પોતાનું ચારિત્ર અને

ચાતુર્ય સુધારવાને આગ્રહ કર્યો, કે જેથી તેઓની પ્રતિષ્ઠા વધે. આ બાબત મ્હેં એક ઉદાહરણ જણાવ્યું હતું કે પ્રથમ દર એકરે ૪૯ બુશલ બટાકા જ્યાં ઉત્પન્ન થતા હતા ત્યાં અમારી સંસ્થાના એક ગ્રેજ્યુએટે દર એકરે અઢીસો બુશલ ઉત્પન્ન કરી બતાવ્યા છે. ખેતીની સુધરેલી પદ્ધતિ અને ખેતી સંબંધી રસાયન શાસ્ત્રના જ્ઞાનના પ્રભાવે તે તેમ કરી શક્યો છે. આસપાસના ગોરા ખેડુતોએ તેને માન આપ્યું, અને કંઇપણ શીખવાના હેતુથી તેઓ તેની પાસે ગયા."

નીગ્રો વિષે દ્વેષ બુદ્ધિથી કોઇ કંઇ કડક શબ્દ બોલતો અગર તો તેનાથી કાળા લોકોને ત્રાસ થતો અગર તો સર્વ બાજુથી થતી ઉન્નતિમાં કંટકરૂપ થાય તેવા ઉપાય તે સુચવતો તો તેના માટે પૂર્વે તરૂણાવસ્થામાં મી. વોશિંગ્ટનના મનમાં ખરાબ વિચાર આવતા હતા; પણ હવે અન્ય કોઇની ઉન્નતિમાં

કંટકરૂપ થનાર ઉપાયોનું સમર્થન કરતાં તે લોકોને સાંભળે છે તો તેમને તેની દયા આવે છે. કારણ કે તે જાણે છે કે તેને પોતાની ઉન્નતિ કરી લેવાની સંધિ નહિ મળવાથી તે આવી ભૂલ કરે છે, વિશેષમાં જગતની-લોકોની પ્રગતિ અટકાવવાને વ્યર્થ પ્રયત્ન તે કરે છે, અને મનુષ્ય જાતનો વધારો એક સરખો થતો હોવાથી તેઓ પોતાના ક્ષુદ્ર અને સંકુચિત કલ્પનાઓ માટે પાછળથી શરમાશે તે કહે છે કે " અધિક જ્ઞાન, સુધારણા, કૌશલ્ય, સ્વાતંત્ર્ય, પરસ્પર સહાનુભૂતિ અને બંધુત્વ ઇત્યાદિ બાબતોમાં **મનુષ્ય જાતની જે ઉન્નતિ થાય છે, તેને અટકાવવી તે એક રેલ્વે સડકપર આડા પડી આગગાડીનો વેગ બંધ કરવા જેવુંજ છે.** "

ઉપરોકત ભાષણ પછી નોર્થન સ્ટેટસમાં શ્રોતાજનો સન્મુખ ભાષણ આપવાના પ્ર-

અંગે મી. વોશીંગ્ટનને ઘણા મળતા હતા. પણ તેમને દક્ષિણના સર્વ વર્ગના ગોરાઓ સન્મુખ ભાષણ કરવાની તીવ્ર ઇચ્છા હતી અને આ તક ઇ. સ. ૧૮૯૦ માં તેમને મળી. આ સાલે સર્વ રાષ્ટ્રમાંના ખ્રિસ્તિ કામદારો—મિશનરીઓની સભા એટલાંટામાં ભરવામાં આવી હતી. તેમને આ સભામાં હાજર રહી ભાષણ કરવાનું આમંત્રણ આવ્યું ત્યારે તે બોસ્ટનમાં અન્ય કાર્યમાં રોકાએલા હતા. બોસ્ટનથી એટલાંટા ૧૦૦૦ માઇલ દુર હોવાથી ત્યાં જઇ ભાષણ કરવાનું બહુધા અશક્યજ હતું. પણ આ તક જવા દેવી એ તેમને યોગ્ય લાગ્યું નહિ. તેમણે પાંચ મીનીટના ભાષણ માટે લાંબો પ્રવાસ કર્યો અને ઉત્તરના તથા દક્ષિણના બે હજાર ગોરા સન્મુખ ભાષણ કર્યું. આ ભાષણની પ્રશંસા થઇ અને તેથીજ ઇ. સ. ૧૮૯૫ માં એમને એટલાંટા પ્રદર્શનનું ભાષણ કરવા

નિમંત્રણ કરવામાં આવ્યું. આ પ્રસંગ મળવાથી એમનું માન ઘણું વધ્યું. તેજ વર્ષની વસંતઋતુમાં અટલાંટામાં ભરાનારા પ્રદર્શનમાં સરકારની મદદ મેળવવા માટે કોંગ્રેસ કમિટી તરફ પ્રતિનિધિઓ સાથે જવા માટે અટલાંટાના આગેવાન ગૃહસ્થો તરફથી તેમને નિમંત્રણ કરવામાં આવ્યું.

ડેપ્યુટેશનમાં જોર્જીઆના પચીસ આગેવાન અને શ્રીમંત ગોરા મનુષ્યો હતા. ડેપ્યુટેશનમાં બે નિગ્રો બિશપ પણ હતા. સર્વ મનુષ્યો બોલ્યા પછી મી. વોશિંગ્ટને છેવટે ભાષણ આપ્યું હતું. પ્રદર્શનથી દક્ષિણના ગોરા તેમજ નિગ્રોને કેટલો લાભ થશે તે તેમણે દર્શાવ્યું અને માગણી કરેલી રકમ મંજુર કરવાથી કોંગ્રેસે ઉભય જ્ઞાતિનું ખરેખર હિત કર્યા જેવું થશે એમ પણ કહ્યું. તે પંદર વીસ મિનિટ બોલ્યા અને ભાષણ પુર્ણ થયા પછી સર્વ સભાસદોએ તેમને અંતઃકરણ-

પુર્વક અભિનંદન આપ્યું અને થોડાજ દિવસમાં કોંગ્રેસે મદદ આપવા માટેનુ બીલ પસાર કર્યું.

નિગ્રોની ઉન્નતિ કેવી થતી જાય છે તે દર્શાવવા માટે એક મોટી અને મોહક હવેલી પ્રદર્શનમાં બાંધવાથી તે જ્ઞાતિનું યોગ્ય સન્માન કર્યા સમાન થશે, એવો પ્રદર્શનના વ્યવસ્થાપકોએ તરતજ નિશ્ચય કર્યો. આ મકાનનો નકશો નીગ્રોએજ તૈયાર કરવો અને મકાન પણ તેઓએજ બાંધવું એમ ઠરાવવામાં આવ્યું. આ યોજનાનો અમલ કરવામાં આવ્યો. આ મકાન અન્ય મકાનોને સર્વ બાબતમાં મળતુંજ હતું. નિગ્રોના પદાર્થ સંગ્રહ ઉપર દેખરેખ રાખવા મિ. વૉશિંગ્ટનને મુકવાની પ્રદર્શનના વ્યવસ્થાપકોએ ઇચ્છા દર્શાવી; પણ તેમને સમયના અભાવે ના પાડવી પડી. તેથી એ સ્થાને અન્ય નિગ્રો ગૃહસ્થને નિયત ક-

રવામાં આવ્યા અને તેમને મી. વોશિંગ્ટને બનતી મદદ કરી. આ પ્રદર્શનમાં હેમ્પટન અને ટસ્કેજીની સંસ્થાએ મોકલેલી એ વસ્તુ તરફ સર્વનું લક્ષ અતિશય ખેંચાયું હતું.

કાર્યક્રમ વિષે રોજ ચર્ચા ચાલતાં કોઇ એક નિગ્રોને ભાષણ કરવા કહેવું ઇષ્ટ છે એવી દરખાસ્ત થઇ. જો કે નિગ્રોને આવું માન આપવા કેટલાએક મનુષ્યો વિરૂદ્ધ હતા પણ છેવટે કોઇ પણ નિગ્રોને ભાષણ કરવા નિમંત્રણ કરવું એવું ઠર્યું અને તે માટે મી. વૉશિંગ્ટનની પસંદગી કરવામાં આવી. આ આમંત્રણથી તે ગુલામ હતા, તેમની બાલ્યાવસ્થા અત્યંત દારિદ્ર અને અજ્ઞાનતામાં ગએલી હતી, આવી જવાબદારીના કાર્ય માટે તેમને પોતાને તૈયાર થવાની ઘણીજ થોડી તક મળેલી હતી; તે સર્વ તેમને યાદ આવ્યું. કોઇ પણ મહત્વના રાષ્ટ્રીય કાર્યમાં દક્ષિણના

ગોરા સ્ત્રી પુરૂષો સન્મુખ એક પ્લેટફૉર્મ પર તેમને ભાષણ કરવા દેવાનો નીગ્રોના ઇતિહાસમાં આ પ્રથમજ પ્રસંગ હતો. શ્રોતાઓમાં ઘણો ભાગ દક્ષિણના શ્રીમંત અને સુશિક્ષિત ગોરાઓનો હશે, તથાપિ ઉત્તરમાં ઘણાજ ગોરાઓ અને ઘણાં નિગ્રો સ્ત્રી પુરૂષો હાજર રહેશે એ આશા તેમને ઉત્સાહજનક થાય તેમ હતું.

મી. વૉશિંગ્ટન કહે છે કે "મ્હારા ભાષણમાં પ્રમાણીક રીતે મ્હારી જાતિની પ્રતિષ્ઠા સાચવવાની મારા ઉપર ફરજ આવેલી હતી, પણ જો મ્હારૂં ભાષણ અપ્રાસંગિક થશે તો હવે પછી કેટલાંક વર્ષ સુધી કોઇ પણ કાળા મનુષ્યને આવું આમંત્રણ થશે નહિ, તે મ્હારી જાણ બહાર નહતું. પણ ઉત્તર તરફના લોકો વિષે તેમજ દક્ષિણના સારા સારા લોકો માટે સર્વ સત્ય કહેવાનો મ્હેં નિશ્ચય કર્યો હતો."

વળી તે કહે છે કે " વિશેષ મહત્વનાં ભાષણો મ્હારી પત્નીને–મિસિસ વોશિંગ્ટનને–હું વાંચી બતાવતો હતો. તે પ્રમાણે આ ભાષણ તૈયાર થયા પછી મ્હેં તેને વાંચી સંભળાવ્યું તે તેણે પસંદ કર્યું. " અટલાંટા જવાના આગલા દિવસે ટસ્કેજી સંસ્થાના ઘણા શિક્ષકોએ તેમનું ભાષણ જોવાની ઇચ્છા પ્રદર્શિત કર્યાથી તેમણે તે સર્વ શિક્ષકોને વાંચી બતાવ્યું. તેઓની ટીકા સાંભળ્યા પછી તેમનું હૃદય થોડું હલકું અને શાંત થયું. બીજે દિવસે મીસીસ વોશિંગ્ટન, અને ત્રણ છોકરાં તેમની સાથે અટલાંટે ગયા. દેશના સર્વ ભાગમાંથી આવેલા મનુષ્યો, પરરાજ્યની સરકારના પ્રતિનિધિ, તેમજ નાગરિક અને લશ્કરી સંસ્થાથી અટલાંટા ગામ ખીચો ખીચ ભરાઇ ગયું હતું.

મી. વોશિંગ્ટન કહે છે કે " તે રાત્રિએ અને શાંત નિંદ્રા મળી નહિ. બીજા દિવસે

સવારે મ્હારૂં ભાષણ મ્હેં કાળજીપૂર્વક તપાસી જોયું. ઘુટણીએ પડી મેં પરમેશ્વર પ્રતિ પ્રાર્થના કરી અને મ્હારા પ્રયત્નને યશ મળે તેવો આશીર્વાદ માગ્યો. આ સ્થાને મારે કહેવું જોઇએ કે, પરમેશ્વરની મ્હારા ભાષણ ઉપર કૃપા થાય તેવી પ્રથમ તેની પ્રાર્થના કર્યા સિવાય કોઇ પણ પ્રસંગે જનસમુહ સન્મુખ જવું નહિ એવો મ્હારો નિયમ હતો. તે દિવસે પ્રદર્શનના સ્થાને તેમને સન્માનપુર્વક જલદી લઇ જવા માટે એક કમિટી તેમની પાસે આવી હતી; અને આ સરઘસમાં પુષ્કળ આગેવાન નીગ્રો ગૃહસ્થો ગાડીમાં બેસી જતા હતા, અને પુષ્કળ લશ્કરી નીગ્રોની ટુકડીઓ પણ સાથે હતી. પ્રદર્શનના સ્થાને જઇ પહોંચવામાં સરઘસને ત્રણ કલાક લાગ્યા હતા. આટલો બધો સમય તાપનો અસહ્ય ભાર તેમને સહન કરવો પડયો હતો. પ્રદર્

નના સ્થાને ગયા પછી તાપના ભાસ અને માનસિક વ્યથાથી હું તે એટલા તો કંટાળી ગયા કે હવે તે એકદમ નિર્માલ્ય બની જાય છે કે શું ? એમ તેમને લાગ્યું. દિવાનખાનામાં જતાં સર્વ દિવાનખાનું તમે ઉપર મનુષ્યોથી ખીચોખીચ ભરાયલું હોય અંદર ન પેસી શકવાથી હજારો મનુષ્યો બહાર ઉભેલા જણાયા.

## એટલાંટા પ્રદર્શનનું ભાષણ.

ગવર્નર બુલકે થોડુંક પ્રાસ્તાવિક ભાષણ કરી પ્રદર્શન ખુલ્લું મૂક્યું. પ્રાર્થના, સ્તોત્ર અને બીજાં બે ભાષણ ઇત્યાદિ કાર્યક્રમ પૂર્ણ થયા પછી ગવર્નર બુલકે શ્રોતાઓને મી. વોશિંગ્ટનની ઓળખ આપતાં કહ્યું કે " નીગ્રો–સંસ્કૃતિ અને નીગ્રો–સાહસ પ્રીતિના પ્રતિનિધિ આજે અમારી સાથે છે તે હવે ભાષણ કરશે. " ઉભય જ્ઞાતિમાં સંપ રહે અને તેમનામાં સારૂં સહકારિત્વ હોવું

જોઇએ એવું કંઇ પણ તેમણે કહેવું એજ કલ્પના તેમના મનમાં તે સમયે હતી. તેમનું ભાષણ નીચે પ્રમાણેનું હતું:—

"માન્યવર અધ્યક્ષ, વ્યવસ્થાપક મંડળના ગૃહસ્થો અને નાગરિકો! દક્ષિણની જન સંખ્યામાં એક તૃતીયાંશ નીગ્રો જ્ઞાતિ છે. દક્ષિણના લોકોની સાંપત્તિક, સામાજિક અને નૈતિક ઉન્નતિ કરવા ઇચ્છનાર કોઇ પણ અંગીકૃત કાર્યમાં લોક સંખ્યાના આ ભાગ તરફ દુર્લક્ષ્ય કરવાથી પૂર્ણ સફળતા મેળવી શકશે નહિ. આ ભવ્ય પ્રદર્શનના વ્યવસ્થાપકોએ ક્રમે ક્રમે નીગ્રોના પરાક્રમ અને તેમના મહત્વને જેવું યોગ્ય અને ઉદાર માન આપ્યું છે. તેવું અન્ય કોઇએ પણ આપેલું નહિ હોવાની મ્હારી જ્ઞાતિની સમજ હોઇ તે અધ્યક્ષ સાહેબ અને વ્યવસ્થાપક મંડળના ગૃહસ્થો! આપને હું વ્યક્ત કરૂં છું. અમોને સ્વતંત્રતા મળી ત્યારથી

અન્ય કોઇ પણ બનાવ કરતાં અમને મળેલા આ માનથી ઉભય જ્ઞાતિની મૈત્રી અધિક સારી રહેશે; એમ મને લાગે છે. “વિશેષમાં અમને અત્રે મળેલી સંધિ અમારી ઔદ્યોગિક પ્રગતિનો નુતન કાક શરૂ કરશે.” સ્વતંત્રતા મળ્યા પછી નૂતન જીવનક્રમના પ્રારંભમાં—શરૂઆતનાં વર્ષોમાં અમો અજ્ઞાન અને અનુભવહીન હોવાથી ‘પ્રથમ શિખર અને પછી પાયો’ એવી અમારી ઉંધી સ્થિતિ થઇ, તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. માલમત્તા અને ઔદ્યોગિક પ્રાવીણ્ય માટે કોંગ્રેસમાં અને કાયદા કાનુન કરનારી સંસ્થાની જગ્યાઓ મેળવવા તરફ લોકોની પ્રવૃતિ થવા લાગી! દુધનાં કારખાનાં અને ભાજીપાલાની વાડીઓનું કાર્ય શરૂ કરવા કરતાં રાજકીય સભા તથા રસ્તાપરનાં ભાષણોજ અમારા લોકોને પ્રિય લાગવા માંડ્યાં!”

"એક વખત સમુદ્રમાં કેટલાક દિવસથી માર્ગ ભૂલેલા એક વહાણુને અન્ય એક સ્નેહી વહાણુ દૃષ્ટિએ પડયું. તે સમયે 'પાણી, પાણી, અમે તૃષાથી પીડાઇએ છીએ!' એવી દીન સ્થિતિ સૂચક ધ્વજા તે ભાગ્યહીન વહાણુ પર ફરકવા લાગી. 'તમે છો ત્યાંજ ડોલ નાખો,' એવો તે સ્નેહી વહાણે ઉત્તર આપ્યોઃ 'પુનઃ પાણી જોઇએ, પાણી મોકલો!' એવી સૂચના પ્રથમના વહાણે કરી. ત્યારે પણ 'છો ત્યાંજ ડોલ નાખો' એવોજ તેમને ઉત્તર મળ્યો. ત્રીજી અને ચોથી નિશાનીનો પણ પુનઃ તેજ ઉત્તર મળેલો જોઇ તે સૂચના પ્રમાણે પ્રથમના વહાણુના કપ્તાને ડોલ નીચે નાખી અને તેણે તે ખેંચી જોયું તો, અમેઝાન નદીના મુખનું સ્વચ્છ મીઠું અને તાજું પાણી તેમાં ભરાઇ આવ્યું! મ્હારી જ્ઞાતિ પૈકી જે લોકો દક્ષિણના ગોરાઓ સાથે મૈત્રી કરવી ઓછા મહત્વની સમજે છે, અગર તો પરદેશ જવાથીજ અમારી

સ્થિતિ સુધરશે એમ કહે છે, તેમને હું કહીશ કે, તમે ત્યાંજ તમારી ડોલ નાંખો, તમે જે સમાજમાં રહો છો તે સમાજના સર્વ મનુષ્યો સાથે માન પૂર્વક મૈત્રી કરવામાં તમે તમારી ડોલ નાંખો!"

"ખેતી, શિલ્પશાસ્ત્ર, વ્યાપાર, ગૃહ કૃત્યો અને અન્ય ધંધામાં તમે તમારી ડોલ નાંખો. આ વિષયમાં એ લક્ષમાં હોવું જોઇએ કે દક્ષિણના લોકોનાં અન્ય પાપ ગમે તે હો પણ જ્યારે કેવળ વ્યવહારનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, ત્યારે નીગ્રોને વ્યાપાર ધંધામાં આગળ વધવાની તક દક્ષિણમાંજ આપવામાં આવે છે, અને એજ બનાવ આ પ્રદર્શનમાં ઘણી સારી રીતે દષ્ટિએ આવે છે; પરંતુ અમોને એક અતિ દુઃખી કરનાર બનાવ એ છે કે દાસત્વના અંધકારમાંથી એકદમ સ્વતંત્રતાના પ્રકાશમાં આવવાથી અમારા પૈકી અનેક લોકોએ હાથથી કામ કરી ઉદર નિર્વાહ કરવાનો જરૂર છે, એ

બાબત તરફ લક્ષ આપી નિત્યશ્રમની મહત્તા અને માન મરતબો જેટલો અમો વધારીશું તથા જીવનના સાદા ઉદ્યોગ ધંધામાં પ્રવેશ કરી, જેટલું અધિક કૌશલ્ય સંપાદન કરીશું તેટલી અમારી અધિક ઉન્નતિ થશે; તેજ પ્રમાણે દેખાવ, ડોળ અને ભપકાનો જીવનક્રમ અને ખરો ઉપયુક્ત જીવનક્રમ જેટલો અમે ઓળખતાં શીખીશું તેટલા અમે આગળ વધી શકીશું તે અમે ભૂલી જઇએ છીએ. પરંતુ એક સુંદર કાવ્ય લખવામાં અને હળ જોડવામાં સરખુંજ માન છે એવી સમજ થતાં સુધી કોઇ પણ જ્ઞાતિની ઉન્નતિ થઇ શકશે નહિ? જીવનમાં અમારે નીચેથી શરૂઆત કરવી જોઇતી નથી. તેમજ અમારા દુઃખથી અને તકરારોથી અમોને મળેલી તકનું મહત્વ અમારે વ્યર્થ માનવું યોગ્ય નથી."

"અન્ય દેશમાં જન્મેલા જુદી જુદી ભાષા બોલનાર જુદી જુદી પ્રકૃતિના મજુર

લોક લાવવામાં આવ્યાથી દક્ષિણની ઉન્નતિ થશે એવી સમજ ધરાવનારા ગોરાઓ જો મારૂં સાંભળશે તો હું એમજ કહીશ કે, 'તમે છો ત્યાંજ ડોલ નાખો!' જે લોકોની ટેવની તમોને ખબર છે, સહજ દગો દીધો હોત તો તમારાં ઘર ધૂળમાં મળ્યાં હોત એવા કટોકટીના પ્રસંગે પણ જેમના પ્રમાણિક-પણાની અને સ્વામિ ભક્તિની તમે પરીક્ષા કરેલી છે, તેવા એંશીલાખ નીગ્રોમાં 'તમે તમારી ડોલ નાખો!' હડતાળ કે તોફાન ન કરતાં જેમણે તમારાં હળ જોડયાં છે, તમારાં જંગલો તોડી સાફ કર્યાં છે, તમારી આગ-ગાડીના રસ્તા અને શહેરો બાંધ્યાં છે; અને આવી રીતે દક્ષિણની ઉન્નતિ દર્શાવનારા આ પ્રદર્શનમાં જેઓએ મદદ કરી છે એવા લોકોમાં તમે તમારી ડોલ નાખો! જો તમે તેમનામાં ડોલ નાખો, આ પ્રદ-ર્શનના સ્થાનમાં તેમને જેવાં મદદ અને

ઉત્તેજન આપો છો તેવા આપતા જશો, તથા કર્મેન્દ્રિય, જ્ઞાનેંદ્રિય અને અંતઃકરણનું શિક્ષણ આપવામાં તેમને સહાય કરશો તો તમારી નકામી પડેલી અખિલ જમીન તેઓ વેચાતી લેશે, તમારી પડતર જમીનની સારી સ્થિતિ કરશે; અને તમારાં કારખાનાં ઉત્તમ રીતે ચલાવશે. આ સર્વ બનતાં જગતના આ અત્યંત સુશીલ, વિશ્વાસુ, કાયદાને માન આપનારા અને શાંત એવા એ લોકો પૂર્વ પ્રમાણેજ હવે પછી પણ તમારી અને તમારા કુટુંબની આજુબાજુ જરૂર રહેશે. તમારા બાળકોનું જતન કરવામાં, તમારાં આભારી માતા–પિતાની ઉજાગરો વેઠી શુશ્રૂષા કરવામાં અને તેમના મૃત્યુ–સમયે શોકથી વ્યાપ્ત થઇ તેમની પાછળ સ્મશાન સુધી રડતા જવામાં તથા વળી એવીજ અન્ય બાબતોમાં અમે અમારી ઇમાનદારી બતાવી આપેલી છે. હવે પછી પણ અન્ય પરકીય મનુષ્યો સાથે હરીફાઇ કરવામાં

અતુલ સ્વામી ભક્તિથી અને નમ્રતાથી અમે તમને ચોંટી રહીશું અને પ્રસંગ આવે અમારા પ્રાણ પણ તમારા માટે વેચીશું. અમારો ઔદ્યોગિક, વ્યાવહારિક અને ધાર્મિક હિત સંબંધ-ઉભય જાતિનો હિત સંબંધ એકજ થાય તેવી રીતે તમારામાં મેળવી નાખીશું. કેવળ સામાજિક બાબતોમાં અમે આંગળી પ્રમાણે ભિન્ન રહીશું; પણ પરસ્પરની પ્રગતિમાં આવશ્યક હસ્ત પ્રમાણે એક થઇશું.'

"અમો સર્વની ઉન્નતિ થયા સિવાય કોઇને પણ નિર્ભયતા અને બચાવનાં સાધન મળશે નહિ. નીગ્રોની પૂર્ણ ઉન્નતિને પ્રતિબંધક પ્રયત્નો કંઇ ચાલુ હોય તો તે ફેરવી નાંખો; અને ઉત્તેજન તથા ધૈર્ય આપી તેમને અતિશય ઉપયુક્ત અને હોશિયાર નાગરિક બનાવો. આવા ઉદ્યોગ તથા પ્રયત્નનું ફળ હજાર ગણું અધિક ઉત્તમ મળશે. આ ઉદ્યોગ આપનાર

લેનાર, ઉભય પક્ષને કલ્યાણકારક આશીર્વાદ પ્રમાણે સુમંગળ છે."

"માનવો કે દૈવી નિયમથી અપરિહાર્ય વાતોથી મુક્ત થવાતું નથી."

"કદિપણ ન બદલાતા સૃષ્ટિ ક્રમથી—સનાતન ધર્મથી જુલમ કરનારા અને જેમના ઉપર જુલમ કરવામાં આવે છે તે બન્ને બંધાય છે અને પાપ અને દુઃખના યુગલ પ્રમાણે અમે (દુઃખ આપનાર અને દુઃખી થનાર) મૃત્યુ તરફ સાથેજ દોડી જઇએ છીએ.

અમારે એક કરોડ સાઠ લાખ હસ્ત કાંતો બોજાને ઉંચે ઉંચકવામાં તમને મદદ કરશે ને નહિ તો તમારી ઇચ્છા–વિરૂદ્ધ તેઓ બોજાને નીચે ખેંચશે. કાંતો દક્ષિણનો અમારો એક તૃતીયાંશ ભાગ અજ્ઞાનતા અને ગુન્હાઓમાં ડૂબી રહેશે, અને કાંતો તે ભાગની ઉન્નતિથી તમની બુદ્ધિ–મત્તામાં વધારો કરશે. દક્ષિણની વ્યાપાર સંબંધી અને ઉદ્યો-

ગની ઉન્નતિમાં એક તૃતીયાંશ ભાગે અમે મદદ કરીશું કે કાંતો એકંદર સમાજની ઉન્નતિમાં કંટક રૂપ થઇ તેમને નીચે ખેંચી પાડી તેમનો ઉત્સાહ ભંગ કરીને અમે પ્રત્યક્ષ નિર્જીવ શબવત્‌જ થઇ રહીશું.

"પ્રદર્શનના સભ્ય ગૃહસ્થો ! અમારી પ્રગતિ કેવી થઇ છે તે દર્શાવવાનો પ્રદર્શનમાં અમે નમ્રતા પૂર્વક પ્રયત્ન કર્યો છે. આથી વધારે અમારા તરફની તમો આશા રાખી શકો નહિ. ત્રીશ વર્ષ પૂર્વે સ્વાતંત્ર્ય મળ્યા પછી શરૂઆતમાં મહા કષ્ટથી સ્થળે સ્થળેથી મેળવેલી બીછાનાની ચાદરો, ખોરાકી ઇત્યાદિ વસ્તુઓ પરજ અમારી માલકી હતી. આવી સ્થિતિમાંથી ખેતીનાં ઓજાર, ઘોડાગાડીઓ, સ્ટીમ-એન્જીનો, વર્તમાન પત્રો, પુસ્તકો, શિલ્પ કામ, કોતરકામ, ચિત્રકળા ઇત્યાદિ તૈયાર કરતાં સુધી અને તેમાં નવીન શોધોનો ઉપયોગ કરતાં સુધી ઉન્નતિનો માર્ગ, દુઃખ અને કષ્ટ સહન

કર્યાં સિવાય અમે કાઢયો નથી-કર્યો નથી તે ધ્યાનમાં રાખો. પ્રદર્શનમાં મૂકેલા પદાર્થો અમે અમારા પોતાના પ્રયત્નથી તૈયાર કરેલા છે, તે માટે અમે મગરૂર છીએ, તોપણ દક્ષિણનાં સંસ્થાનોએ અને ઉત્તરના દાનશૂર ગૃહસ્થોએ અમારા શિક્ષણને વખતોવખત જે મદદ કરી ઉત્તેજન આપ્યું છે તેનો જો અભાવ હોત તો અમારો પ્રદર્શનનો ભાગ ઘણોજ ફીકકો પડયો હોત તે અમે કદિ પણ ભૂલીશું નહિ !"

"મ્હારી જ્ઞાતિના ડાહ્યા પુરૂષો એવું સમજે છે કે, સામાજિક સમતા માટે ચળવળ કરવી તે કેવળ મૂર્ખતા છે, અને અમોને મળનારા સર્વ હક્ક અમારા પર કૃત્રિમતાથી લાદવામાં આવે તે કરતાં દૃઢ અને સતત પ્રયત્ન કરીને તે મેળવવા એજ ઘણું સારૂં છે. એટલું તો ચોકક્સ છે કે, જગતૂના બજારમાં પોતાના ભાગ પુરતો માલ ઉત્પન્ન કરનાર કોઇ પણ જ્ઞાતિ ઘણો સમય ત્યજાયલી રહેશે નહિ,

તેમજ પાછળ પડી રહેશે નહિ? કાયદાએ આપેલા સર્વ હક અમોને મળવા યોગ્ય અને વ્યાજબી છે; પણ તે હકકનો યોગ્ય ઉપયોગ કરવાને અમારે તૈયાર થવું એ તેથી પણ અતિ મહત્વનું છે. એક કારખાનામાં કામ કરી એક ડાલર મેળવવાની સંધિ, નાટ્ય-ગૃહમાં એક ડાલર ખર્ચ કરી આવવાની સંધિ કરતાં અતિ મહત્વની અને મૂલ્યવાન છે."

"છેવટે હું આપને એટલુંજ કહું છું કે, આ પ્રદર્શનથી મળેલી સંધિ કરતાં અન્ય કોઇ પણ બનાવે અમોને આટલી આશા અને ઉત્તેજન આપ્યું નથી, અને તમારા ગોરાઓની આટલી સમીપમાં બીજા કોઇએ અમને આણ્યા નથી, ત્રીશ વર્ષ પૂર્વે તમારી અને મ્હારી જ્ઞાતિએ પ્રથમ ખાલી હસ્તે પ્રયત્ન કરવાની શરૂઆત કરી હતી. આ ત્રીશ વર્ષમાં ઉભય જ્ઞાતિથી આવેલું ફળ આ વેદી સન્મુખ દૃષ્ટિએ આવે છે. આવી આ પવિત્ર વેદી આગળ નમ્ર-

તાથી નમી હું જાહેર કરૂં છે કે જે મોટા અને ગૂઢ પ્રશ્ન ઇશ્વરે દક્ષિણના મનુષ્યોની સાથે જોડયો છે તેને ઉકેલવાના કાર્યમાં મ્હારી જ્ઞાતિની સહાનુભૂતિ અને મદદ તમને હમેશ મળતી જશે, પણ આ વાત સદા ધ્યાનમાં રાખશો કે, આ મકાનમાં ગોઠવેલી ખેતરો, જંગલો, કારખાનાં, વાઙ્મય કળા-ઇત્યાદિ વસ્તુઓથી ઘણોજ લાભ થશે તે ખરૂં છે, છતાં કાયદા પ્રમાણે સર્વને રાજી ખુશીથી યોગ્ય ન્યાય મળે તેમ કરવાનો નિશ્ચય કરવાથી સર્વે જાતિઓમાંથી પરસ્પરનો દ્વેષ, ભેદભાવ અને શંકા ઇત્યાદિ નષ્ટ થશે તો ઇશ્વર કૃપાથી ઉપર દર્શાવેલા ભૌતિક ફાયદા કરતાં પણ હજાર ગણો અધિક લાભ થશે. જાતિ દ્વેષ નિર્મૂળ કરવાથી અને ભૌતિક ઉન્નતિથી અમારો પ્રિય દક્ષિણ ભાગ નંદન વનજ થઇ જશે એમાં કશીજ શંકા નથી.

## ભાષણની અસર.

જેઓએ તેમનું ભાષણ સાંભળ્યું તેમજ વર્તમાન પત્રોમાં પ્રકટ થયલું વાંચ્યું તેમના ઉપર તેની ઘણીજ અસર થઇ. જેવું મી. વૉશીંગ્ટનનું ભાષણ પૂર્ણ થયું કે તરતજ ગવર્નર બુલક પોતે પ્લેટ ફૉર્મપર ચઢી આવ્યા અને તેમણે તેમની સાથે હસ્ત-ધૂનન કર્યું અને બીજાઓએ પણ તેમ કર્યું. અનેક લોકોએ તેમને અંતઃકરણપૂર્વક એટલું તો અભિનંદન આપ્યું કે મકાનમાંથી બહાર નીકળવામાં તેમને ઘણી મુસ્કેલી પડી. બીજે દિવસે પ્રાતઃકાળે જ્યારે તે ગામના બજારમાં ગયા ત્યારે તેમની ચો તરફ લોકો એકઠા થવા માંડયા અને તેમની સાથે હસ્ત ધૂનન કરવા લાગ્યા. બીજે દિવસે જ્યારે તે ટસ્કીજી જવા નિકળ્યા ત્યારે એટલાંટા સ્ટેશન પર અને પછી જ્યાં જ્યાં ટ્રેન અટકતી ત્યાં ત્યાં જન સમૂહ તેમની સાથે હસ્ત ધુનન કરવાને ઉત્સુક થઇ રહેતા હતા.

અમેરિકાના સર્વે ભાગનાં વર્તમાનપત્રોએ તેમનું સમગ્ર ભાષણ પ્રસિદ્ધ કર્યું. બોસ્ટનના એક વર્તમાન પત્રમાં સંપાદકીય લેખ એવો આવ્યો કે, અટલાંટા પ્રદર્શનમાં આ અઠવાડિયામાં બુકર ટી. વૉશિંગ્ટનના ભાષણ આગળ પ્રદર્શનનો સર્વે કાર્યક્રમ અને ખુદ પ્રદર્શન પણ ફીકકું પડયું હતું. આટલી ચળવળ કોઇ પણ ભાષણથી વર્તમાન પત્રોમાં થઇ નહતી. થોડાજ સમયમાં વ્યાખ્યાનો કરાવનારી સંસ્થા તરફથી વ્યાખ્યાન કરવાની સૂચનાઓ તેમના તરફ આવવા લાગી "તમે જો કેટલાક સમય સુધી વ્યાખ્યાનો આપવાનું કબુલ કરશો તો તમને અમે દરેક રાત્રે બસો ડાલર અને તમારો ખર્ચ આપવાનું સ્વીકારીશું એમ એક સંસ્થાએ સુચવ્યું હતું. પણ આ સર્વે સૂચનાઓનો સ્વિકાર કરવામાં આવ્યો નહોતો.

કેટલાક દિવસ પછી તેમણે તેમના ભાષણની એક પ્રત અમેરિકાના પ્રેસિડેન્ટ તરફ

મોકલી હતી. તેમનો સ્વહસ્તનો ઉત્તર નીચે પ્રમાણેનો આવ્યો હતો.

પ્રિય મહાશય, અટલાંટા પ્રદર્શનમાં થએલા ભાષણની એક પ્રત મોકલવા માટે હું આપનો ઘણો આભારી છું.

આપે આવું ભાષણ કર્યું તે માટે હું આપને ઉત્સાહ પૂર્વક અભિનંદન આપું છું. મ્હેં આપનું ભાષણ અતિ લક્ષ પૂર્વક વાંચ્યું છે; અને આપના ભાષણ સિવાય પ્રદર્શને અન્ય કંઇ પણ કર્યું નહોત તોપણ તે યોગ્ય થયું હોત એમ મને લાગે છે. આપની જાતિનું કલ્યાણ ઇચ્છનાર, સર્વે આપના ભાષણથી આનંદ અને ઉત્તેજન મળ્યા સિવાય રહેશે નહિ. આપના ભાષણથી અમારા કાળા દેશ બન્ધુઓ તેમને મળેલા નાગરિકત્વના હકકથી શકય લાભ મેળવી લેવાનો નિશ્ચય તથા નૂતન આશા કરે તો તે ખરેખર નવા-

ઇએ સમજવી જોઇએ.

આપનો ખરો હિતચિંતક.

ગ્રોવર ક્લેવલૅંડ.

પ્રેસિડેંટ તરીકે પછી જ્યારે મી. ક્લેવલૅંડ અટલાંટા પ્રદર્શન જોવા આવ્યા, ત્યારે નીગ્રો મકાનમાં કાળાઓએ ગોઠવેલી વસ્તુઓ જોવા માટે અને હાજર રહેલા નીગ્રો મનુષ્યોને પોતાની સાથે હસ્તધુનન કરવાની સંધિ આપવા માટે એક કલાકનો વ્યય કરવાનું તેઓએ સ્વીકાર્યું હતું. મી. વોશીંગ્ટન આ સમયે તેમને મળ્યા હતા અને તેમના માયાળુપણાની ખાત્રી કરી હતી. તેમને તેમની સાથે જે પરિચય થયો હતો તેપરથી જોતાં તેમનામાં વર્ણદ્વેષ હોય તેમ લાગતું નહોતું. મી. વૉશીંગ્ટન કહે છે કે સાધારણ રીતે ક્ષુદ્ર અને સંકુચિત વિચાર ધરાવનારા લોકો પોતાને માટે જીવે છે, સારાં પુસ્તકો વાંચતા નથી, પ્રવાસ કરતા નથી, અન્ય આત્મા

સાથે, જગતના મોટા મનુષ્યો સાથે પોતાનો પરિચય કરી લેતા નથી. વર્ણદ્વેષથી સંકુચિત થએલી દૃષ્ટિથી જગતમાં ઉચ્ચ અને શ્રેષ્ટ કંઇજ જોઇ શકાતું નથી. મને જણાયું છે કે અન્ય માટે જેઓ અતિશય પ્રયત્ન કરે છે તે સર્વ કરતાં સુખી છે અને અન્ય માટે જે કંઇ કરતા નથી તે સર્વમાં દુ:ખી છે. જાતિ દ્વેષ જેટલી કોઇને અંધ અને કુંઠિત કરનારી અન્ય બાબત ભાગ્યેજ મળશે, એમ પણ મ્હારા જાણવામાં આવ્યું છે.

રવિવારે સંધ્યાકાળે પ્રાર્થના મંદિરમાં વિદ્યાર્થીઓને ઉપદેશ કરતી વખતે હું હમ્મેશ કહું છું કે, હું જેમ જેમ મોટો અને વૃદ્ધ થતો જાઉં છું, અને જગતનો અનુભવ મને અધિક થતો જાય છે તેમ તેમ મ્હારી એવી અધિકાધિક ખાત્રી થતી જાય છે કે જેને માટેજ અમારે જીવવું જોઇએ અને જેને માટે સમય આવે અમારે પ્રાણ પણ

**અર્પણ કરવો જોઇએ. એવા મહત્વની આ જગતમાં એકજ બાબત છે; અને તે એ કે 'અન્ય કોઇને પણ અધિક ઉપયોગી અને સુખી કરવાની તક મેળવવી.**

તેમના ભાષણથી કાળા લોકો અને તેઓનાં વર્તમાનપત્રોને પ્રથમ ઘણો આનંદ થયો હોય તેમ જણાયું પણ થોડા સમય પછી તેઓને દક્ષિણના ગોરાઓ પ્રત્યે બોલવામાં તેમણે અતિ ઉદાર વૃત્તિ બતાવી છે એમ લાગ્યું, પરંતુ પાછળથી તેઓ મી. વૉશિંગ્ટનના વિચારને અનુકુળ થયા હતા.

દક્ષિણના કાળા ધર્મોપદેશકોની માનસિક અને નૈતિક સ્થિતિ માટે તેમના અવલોકનમાં જે કંઇ આવ્યું છે તે સંબંધીનો તેમનો અનુભવ લખી તેઓના વર્તમાન પત્રમાં તેમણે એક લેખ લખવો, એવી તેમને કોઇએ વિનંતી કરી. તેમણે આલેખેલું ચિત્ર કાળુંજ હતું કારણકે તેમનો લેખ પ્રસિદ્ધ થયા પછી એક

વર્ષ સુધી કોઈ પણ ધાર્મિક સંસ્થાની સભા થતી તેમાં તેમને દૂષણ આપનારો ઠરાવ અગર તો તેમનું વિધાન તેમને પરત ખેંચી લેવું અગર તો તેમાં ફેરફાર કરવો એવી સુચના કરવાનો ઠરાવ તે સભામાં પાસ થયા સિવાય રહ્યો નહોતો. તેમણે ખુલાસા માટે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહોતો. થોડા દિવસ પછી બિશપ અને અન્ય ધર્માધિકારી ધર્મોપદેશકોની સ્થિતિ બરોબર તપાસી જોવા લાગ્યા ત્યારે તેમના વિધાનની સત્યતા તેમની દૃષ્ટિએ આવી. સત્વર ધર્મોપદેશકોમાં સુધારો થવો આવશ્યક હોવાનો લોકમત થવા લાગ્યો, નીગ્રો ધર્મોપદેશકોનો તો હવે તેમના માટે મત એટલો તો સજ્જડ બદલાઈ ગયો હતો કે ધર્મોપદેશકોમાં તેમના જેટલા સારા સ્નેહી હતા તેટલા બીજા કોઈ વર્ગમાં નહોતા. નીગ્રો ધર્મોપદેશકોના આચરણમાં થએલો સુધારો તે જ્ઞાતિની પ્રગતિનું સંતોષકારક લક્ષણ

છે. અટલાંટાના તેમના ભાષણ વિષે ચર્ચા ચાલતી હતી ત્યારે અટલાંટાના પ્રદર્શનના શિક્ષણ ખાતા વિષે બક્ષિસ કમિટીમાં મને મેમ્બર થવા વિનંતિ કરવામાં આવી હતી. હવે મેમ્બર તરીકે નીગ્રોના નહિ પણ ગોરાઓની શાળાના પ્રદર્શનમાં ગોઠવેલી વસ્તુઓ વિષે અભિપ્રાય આપવાનું તેમનું કર્તવ્ય તેમને માથે આવ્યું હતું, જ્યારે તેમની કમિટી વ્યવસ્થા કરવા એકત્ર થઇ ત્યારે શિક્ષણ વિભાગના સેક્રેટરી તરીકે ચુંટાયા હતા.

મી. વૉશિંગ્ટનને નીગ્રો જાતિની રાજકીય સ્થિતિ અને તેના રાજકીય ભવિષ્ય માટે તેમને તેમના વિચાર [illegible] [illegible] જાહેરમાં મૂકવા ઘણી વખત સૂચવવામાં આવ્યું હતું. તેમનો મત એવો હતો કે-દક્ષિણના **નીગ્રોને તેમની યોગ્યતા, તેમનું શીળ અને તેમની માલમત્તાને અનુરૂપ રાજકીય હક્ક મળવાનો સમય આવશે. રાજ-**

કાય હક્કના સંબંધમાં પોતાની વર્તણૂક વિશેષ વિનયશીળ રાખવી જોઇએ એમ તેમનું માનવું હતું. આ પ્રમાણે ઘણાએક નીગ્રો વર્તે છે તે મોટી સંતોષ ભરેલી બીના છે. તે માલમત્તા, બુદ્ધિમત્તા અને ઉત્તમ શીળ સંપાદન કરે તેનાંજ રાજકીય હક્કની ઉત્તમતા સમાએલી છે. સર્વ રાજકીય હક્કનો ઉપભોગ કરવાનું કાર્ય ક્રમે ક્રમે થતી સ્વાભાવિક ઉન્નતિ પરજ અવલંબી રહેલું છે. સાધારણ રીતે સર્વને મત આપવાનો સમાન હક્ક હોવો જોઇએ એવો તેમનો મત છે. પણ દક્ષિણના કેટલાંએક સંસ્થાનોમાં એવી સ્થિતિ છે કે ત્યાં કેટલાંક સમય સુધી શિક્ષણ અગર માલમત્તા, અગર તો બન્ને બાબતમાં યોગ્યતા સિવાય મત આપવાના હક્કની આવશ્યકતા નહિ હોવાનું તેમને લાગે છે, પણ ગમે તેવી શરત ઠરાવવામાં તો ઉભય જાતિને સમાન અને યોગ્ય ન્યાય આપવો એજ યોગ્ય છે.

## વક્તૃત્વનો વિજય.

મી. વૉશિંગ્ટન તેમના ભાષણની પસંદગી સંબંધી એક પ્રખ્યાત વર્તમાનપત્રના પત્રના શબ્દોમાં જણાવે છે કે નીચેની હકીકત એક રીપોર્ટરે તારથી ન્યુયોર્કને મોકલી હતી. "અટલાંટા પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે ગોરા જન સમૂહ સન્મુખ એક નીગ્રોએ વક્તૃત્વ પૂર્ણ ભાષણ કર્યું છે. આ ભાષણ દક્ષિણના ઇતિહાસનો પહેલોજ પ્રસંગ છે. અન્ય એક મહત્વની વાત કહીએ તો જોર્જીઆ તથા લુસિયાનાના નાગરિકો સહ નીગ્રો મનુષ્યોનું સરઘસ નીકળ્યું હતું. આ બે બાબતોની મહત્તા માટે હાલ ગામમાં જ્યાં ત્યાં ચર્ચા ચાલે છે.

જ્યારે પ્રૉ. બૂકર. ટી વૉશિંગ્ટન દિવાનખાનાના પ્લેટ ફૉર્મપર ઉભા રહ્યા ત્યારે તે દિવાનખાનાની બારીઓમાંથી અંદર પ્રવેશ કરવા ઇચ્છતાં સંધ્યા સમયના ઝગઝગતા સૂર્યનાં કોમળ કિરણો શ્રોતાઓના મસ્તક

પરથી તેમનાં મુખ કમળ ચમકાવવા લાગ્યાં હતાં અને તેથી તેમના ચહેરાપર એક પ્રકારનું દિવ્ય તેજ ઝળકવા લાગ્યું હતું. લોકોએ તાળીઓથી તેમને વધાવી લીધા હતા. પોતાના ચક્ષુ પરનાં કિરણોના તાપ દૂર કરવા માટે તેમણે પોતાનું મુખ બાજુએ ફેરવ્યું. અને તેઓ પ્લેટફોર્મ પર આમ તેમ ફરવા લાગ્યા તથા અસ્તાચળ પર વિરાજમાન થએલ સૂર્ય તરફ એક સરખી નજર નાખી પોતાના ભાષણની શરૂઆત કરી.

તેઓનો દેખાવ વિલક્ષણ હતો. તે ઉંચા, પાતળા, તથા સિઓક્સ સરદાર પ્રમાણે ટટાર તેમજ વિશાળ ભ્રકુટિ, સરળ નાસિકા પ્રશસ્ત લલાટ, નિશ્ચયી ચહેરો, ધોળા દાંત, સતેજ ચક્ષુ અને ભવ્ય આકૃતિથી યુક્ત હતા. તેમની રાતી ગરદનની નસો દેખાતી હતી. પોતાના પેન્સિલ યુક્ત બાહુને તેઓએ આગળ રાખ્યો હતો. પોતાના બળવાન પગ સજ્જડ રાખી,

સ્તંભ જેવા અડગ બની તેઓ પ્લેટફૉર્મપર ઉભા રહ્યા હતા. તેમનો અવાજ જોશયુક્ત અને સ્પષ્ટ હતો. તે દરેક મુદ્દો શ્રોતાઓના હૃદયમાં ઠસાવી પછી ભાષણ કરતા હતા. તેમનું ભાષણ શરૂ થયું ત્યારથી દશ મિનિટની અંદર શ્રોતૃગણમાં ઉત્સાહના વાતાવરણનો પ્રવેશ થયો-હાથ રૂમાલ જ્યાં ત્યાં ફરકવા લાગ્યા, લાકડીઓની હાલાહાલી આનંદમાં શરૂ થઇ; અને ટોપીઓ ઉંચે ઉડવા લાગી, તેમજ જાણે કે વક્તાઓ વશીકરણ કર્યું હોય તેમ જોર્જીઆની સુંદરીઓ ઉભી રહી આનંદની તાળીઓ પાડવા લાગી ગઇ ! વક્તાઓ પોતાનાં હસ્તનાં આંગળાં પ્રસારી પોતાનો કાળો હાથ પોતાના મસ્તકપર ધરી પોતાની જ્ઞાતિ તરફથી દક્ષિણના ગોરાઓને ઉદ્દેશી કહ્યું કે " ફક્ત સામાજીક બાબતમાં અમે આંગળીઓ પ્રમાણે પૃથક્ પૃથક્ હોવા જોઇએ, પરંતુ પરસ્પરની પ્રગતિને આવશ્યક સવ બાબતોમાં

અમે હાથ પ્રમાણે એક હોવા જોઇએ." તે વખતના તેમના આ શબ્દો પ્રસરતાંજ શ્રોતૃ સમૂહ ઉભો થઇ આનંદથી ગાંડા જેવા બની એક સરખી તાળીઓજ પાડવા લાગ્યો હતો.

એટલાંટામાં તેમનું ભાષણ થયા પછી ફુરસદ મળે તે સમયે લોકો તરફથી આવેલાં કેટલાંક આમંત્રણોનો તેમણે સ્વીકાર કર્યો. વિશેષત: નિગ્રો જાતિને ફાયદાકારક નિવડે તેવા સ્થળોએ જઇ ભાષણ કરવાનું તેઓ સ્વીકારતા હતા. સાર્વજનિક પ્લેટફાર્મપરનાં તેમનાં ભાષણો સાંભળવા લોકો કેમ આવે છે તેનું ગૂઢ રહસ્ય તેઓ સમજી શકયા નહોતા. એક સમયે એમના ભાષણ પહેલાં એક કલાકપર એક મોટું જોશભેર વાવાઝોડાનું તોફાન થયું હતું; ત્યારે તેમનું ભાષણ સાંભળવા કોઇ આવશે નહિ, અને તેમને બોલવું નાહ પડે એમ તેમને લાગ્યું હતું. તદપિ કર્તવ્ય માની તે ત્યાં ગયા ત્યારે તો ત્યાં લોકોની અતિશય ગર્દી થએલી

તેમને જણાઇ. આવો સમૂહ જોઇ તેમનાં મનમાં એક ધાસ્તી પેસી ગઇ. તેની અસર આખા દિવસમાં પણ કમી થઇ નહતી.

મી. વૉશિંગ્ટન કહે છે કે ભાષણ કરતાં પહેલાં હું ગભરાટમાં પડું છું કે કેમ, એવા પ્રશ્નો લોકો મને હમ્મેશ પૂછે છે. આ પ્રશ્નના ઉત્તરમાં હું કહેતો કે ભાષણ કરતા પૂર્વે હું હમ્મેશ ઘણા ગભરાટમાં રહું છું, ભાષણ પૂર્વે હું ગભરાઉં છું એટલુંજ નહિ પણ ભાષણ થયા પછી એકાદ અત્યંત મહત્વની અગર મુદ્દાની બાબત કહેવાની હું કદાચિત ભુલ્યો હોઇશ, એમ લાગી મને કેટલીક વખત દુઃખપણ થાય છે, પણ મ્હારા ભાષણના પૂર્વે ઉત્પન્ન થએલા ભયનો બદલો મને પછી સારો મળે છે. દશ મિનિટ હું બોલું છું ત્યાર પછી શ્રોતૃ–સમાજ મ્હારા કાબુમાં આવતો જતો હોવાનું તથા તેમની સાથે પૂર્ણ ઐક્ય થતું જતું મને લાગે છે. જ્યારે ફક્ત કંઇપણ

બોલવાની ઇચ્છાથીજ જે કોઇ ભાષણ કરે છે ત્યારે તે પોતાનો અને શ્રોતાઓનો ગુન્હેગાર બને છે, એમ મને લાગે છે. મ્હારો મત એવો છે કે, **લોકોને કંઇપણ સંગીન સત્ય કહી શકવાની પોતાના અંતઃકરણમાં પૂર્ણ ખાત્રી થયા સિવાય વ્યાખ્યાન આપવું જોઈએ નહિ.** અથવા પોતાના શબ્દોથીકોઇવ્યક્તિને અગર કાર્યને કંઇ સહાય થાય તેમ પૂર્ણાંશે લાગતું હોય તોજ તેણે ભાષણ કરવું જોઇએ. કયા શ્રોતાઓ આગળ ભાષણ કરવાનું મને અધિક પસંદ છે એમ પૂછવામાં આવે તો, બોસ્ટન, ન્યુયોર્ક, શિકાગો અને બુફ્લોના હુશિયાર, મજબૂત અને વ્યવહાર ચતુર વ્યાપારીઓને શ્રોતાઓમાં પ્રથમ નંબર આપીશ. તેઓના માફક અન્ય કોઇપણ લોકોને કોઇ પણ બાબત સત્વર સમજાતી નથી તેમ એટલો સત્વર પ્રત્યુત્તર મળતો નથી. વ્યવહાર ચતુર મંડળ સિવાય દક્ષિણના ઉભય

જ્ઞાતિના લોકો આગળ એકઠું અગર પૃથક પૃથક ભાષણ કરવાનું મને પસંદ છે. તેમનો ઉત્સાહ અને પ્રત્યુત્તર જોઇ મને હમેશ આનંદ થાય છે. તેમજ આ સિવાય કોલેજના યુવક–મંડળ સન્મુખ ભાષણ કરવાનું મને પસંદ હતું. હારવર્ડ, યેલ અને બીજી કેટલીક પ્રખ્યાત યુનિવર્સિટિઓમાં ભાષણ કરવાનો સુયોગ મને પ્રાપ્ત થએલો છે.

### બોસ્ટનમાં ભાષણ.

થોડાં વર્ષ પૂર્વે ચેરીટેબલ ફંડના મેમ્બરોએ પૂર્વના ગુલામગીરીનાં મધ્ય સ્થળરૂપ શહેરોમાં સભાઓ ભરવા માટે મી. વોશિંગ્ટન અને મિસિસ વોશિંગ્ટનના ખર્ચ માટે કેટલીક રકમ મંજુર કરી હતી. મી. વોશિંગ્ટને સવારે ધર્મોપદેશક, શિક્ષક અને ધંધાદારીઓ સન્મુખ ભાષણ કરવું, બપોરે સ્ત્રીઓને મિસિસ વોશિંગ્ટને ચાર શબ્દ કહેવા અને સંધ્યાકાળે તેમણે સર્વ મનુષ્યોને એકત્ર કરી સભા ભરી વ્યાખ્યાન

આપવું, એવું ઠરાવવામાં આવ્યું હતું. આ સભામાં કાળાઓ તેમજ ગોરાઓ ભાગ લેતા હતા. એક સમયે ત્રણ હજારની સંખ્યામાં સુમારે આઠસે ગોરા મનુષ્યો હતા.

આ સભાથી મી. અને મિસિસ વોશિંગ્ટન-નને, લોકોને ઘેર, દેવાલયમાં, રવિવારની શાળામાં, કાર્ય કરવાના સ્થાનમાં, તથા તુરંગ અને અન્ય ગુન્હાનાં સ્થળોએ મળવાની સંધિ પ્રાપ્ત થવાથી તેઓની ખરેખરી પરિસ્થિતિ પ્રત્યક્ષ થઈ હતી. મી. વોશિંગ્ટન કહે છે કે "એક ગૃહસ્થના મુખથી નીકળતા ઉદ્‌ગાર મ્હેં સાંભળ્યા ત્યારે હું દિગમૂઢ થઇ ગયો હતો તે શબ્દ એ છે કે "સર્વ નીગ્રો જ્ઞાતિનું અવલોકન કરતાં તે પૈકી સેંકડે ૯૦ સ્ત્રીઓ સદાચરણી હોતી નથી." એક જ્ઞાતિ સંબંધી આવો નીચ, અસત્ય અને પુરાવાથી સાબિત ન કરી શકાય તેવો આક્ષેપ અન્ય કોઈ પણ

મળી આવશે નહિ. નીગ્રો જ્ઞાતિ ધીમે ધીમે, સાંપત્તિક સ્થિતિમાં, શિક્ષણમાં અને નૈતિક બાબતમાં સતત ખાત્રી પૂર્વક આગળ વધતી જાય છે, એવી દક્ષિણ ભાગના મધ્ય ભાગમાં મ્હારા પ્રમાણે, તે જ્ઞાતિ વીસ વર્ષ સુધી સંબંધ ધરાવનાર પેંતી કોઈની પણ ખાત્રી થયા સિવાય રહેશે નહિ."

બોસ્ટનમાં રૉબર્ટ ગોલ્ડ શૉના સ્મારક પ્રસંગે મી. વૉશિંગ્ટનને ભાષણ કરવા આમંત્રણ પત્ર ઇ. સ. ૧૮૯૭ના આરંભમાં એક દિવસે મળ્યો હતો અને તેનો સ્વીકાર થયો હતો. આ સ્મારક ખુલ્લું મુકવાનો સમારંભ બોસ્ટનમાં મ્યુઝીક હૉલમાં મોટા ઠાઠમાઠથી થયો હતો. સર્વે દિવાનખાનું નીચેથી ઉપર સુધી શ્રેષ્ઠ દરજ્જાના શ્રોતાઓથી ખીચોખીચ

ભરાઇ ગયું હતું. તે સમયે મેસેચ્યુ સેટસના ગવર્નર અધ્યક્ષ સ્થાને હતા; તેમની સાથે પ્લેટફૉર્મપર અન્ય અનેક કામદારો અને અન્ય ગૃહસ્થો હતા.

બોસ્ટનના વર્તમાન પત્રમાં આવેલી હકીકત નીચે પ્રમાણે છે:—" મ્યુઝીક હૉલમાં બંધુભાવની વૃદ્ધિ અર્થે કાલે બપોરે મળેલી સભાનો મુખ્ય ભાગ કદીને નો ટસ્કેજી સંસ્થાના અધ્યક્ષનું ઉત્તમ ભાષણ હતું. જ્યારે મી. વૉશિંગ્ટન વાતટાથી ફરફરના મ્યુઝીક હૉલના તેજોમય વાતાવરણમાં ઉભા રહ્યા, ત્યારે મેસેચ્યુ સેટસના લોકોની ગુલામગીરી બંધ કરવાના કાર્યની તે મૂર્તિ રૂપજ દેખાતા હતા. તેમનામાં મેસેચ્યુ સેટસની જુની અને અચળ શ્રદ્ધા વ્યક્ત થતી હતી. તેમના બળવાન

વિચારોમાં અને ઉજ્વળ ભાષણમાં પૂર્વકાળના ઘનઘોર યુદ્ધનો વૈભવ જણાઇ આવતો હતો. સર્વ દેખાવ ઐતિહાસિક સૌંદર્યથી ભરેલો અને અતિશય મહત્વનો હતો. નિરૂત્સાહી બોસ્ટન વાસીઓ તેમના અંતઃકરણના સત્ય અને નેકીના તેજથી અંજાઇ ગયા હતા. લશ્કરી ગીતથી સર્વ પ્રદેશ ડોલી રહ્યો હતો. ઘણા પ્રસિદ્ધ પુરૂષો, અને કાન્ડરો તેમજ મૅસેચ્યુસેટ્સની ચોપનમી પલટણના નીગ્રો સીપાહી વગેરે દિવાનખાનામાં આવી પ્લેટફોર્મપર ચડતા લાગતાંની સાથેજ તાળીઓનો ગગડાટ અને પ્રચંડ જયઘોષ થયો હતો. પછી સ્મારક ખુલ્લું મુકાયું હતું અને મેયરે તે સ્વીકાર્યું હતું. ત્યાર પછી કર્નલ શૉ અને તેમની કાળી પલટણનાં કૃત્યો અત્યુત્તમ શબ્દોમાં કહેવામાં આવ્યાં હતાં ત્યાર પછી ગીત ગવાયાં હતાં અને પછી મી. બૂકર વૉશિંગ્ટન ભાષણ કરવા ઉઠયા હતા. જ્યારે આ સુશિક્ષિત સ્પષ્ટ મધુર અવાજ

કાળા વર્ણના બળવાન પુરૂષના મુખમાંથી નીકળવા લાગ્યો, અને અમુક બહાદુરના નામ તેમણે લીધાં ત્યારે લોકનો ઉત્સાહ અતિ વધતો જતો હતો અને સોલ્જર તેમજ નાગરિકોના નેત્રામાંથી અશ્રુ ચમકવાં લાગ્યાં હતા. વક્તાએ પ્લેટફોર્મ ઉપરના કાળા સીપાહીઓ તરફ વળી કહ્યું:–

" ચોપનમી પલટણના જીવતા રહેલા સીપાહીઓ! તમે ખુલ્લી બાંયો અને લંગડાતા પગે અહીં આવી આજનો પ્રસંગ દેદીપ્યમાન બનાવ્યો છે. હું કહું છું કે તમારો સેનાધિપતિ મૃત્યુ પામ્યો નથી. હમણાં બોસ્ટન શહેર જો તેમનું સ્મારક સ્થાપન કરે નહિ, અને ઇતિહાસકારો તેમનો ઉલ્લેખ કરે નહિ, તોપણ તમારામાં અને તમો જે જાતિના પ્રતિનિધિ છો તેવી નિમકહલાલ જાતિમાં તમારા સેનાધિપતિ રોબર્ટ ગૉલ્ડ શૉનું અક્ષય.—

**જયન્ત.**

—સ્મારક ભૂંસાય તેમ નથી ! વક્તાના આવા ઉદ્દગાર નીકળ્યા તે સમયના ઉત્સાહની સીમા રહી નહતી, મેસેચ્યુસેટસના ગવર્નર એકદમ ઉઠયા અને મોટેથી પોકારી કહ્યું કે. "બૂકર ટી. વૉશિંગ્ટનનો જય થાવ !"

"પ્લેટફોર્મપર બિરાજેલા મંડળમાં ફોર્ટ વાગનરમાં અમેરિકાનો ધ્વજ પકડનાર કાળા અધિકારી અને સાર્જંટ વિલીયમકાર બેઠેલા હતા. પોતાની પલટણના ઘણા મનુષ્યો માર્યા ગયા પછી તેઓએ પોતાનો છુટકારો કરી લીધો; અને લડાઇ પૂર્ણ થયા પછી તે બોલ્યા હતા કે "અમેરિકાનો જુનો વાવટો કદીપણ જમીનપર પડયો નથી !"

હાથમાં વાવટો પકડી સાર્જંટકાર જે પ્લેટફોર્મપર બેઠા હતા; અને તે જ્યારે કાળી પલટણના શેષ રહેલા મનુષ્યોને ઉદ્દેશી બોલ્યો અને સાર્જંટકાર કે જેણે તેના ઉલ્લેખ કર્યો

ત્યારે સ્વભાવિક રીતે ઉઠી તેઓએ પોતાના હાથમાંનો વાવટો ઉંચો કર્યો હતો. તેમના સાર્વજનિક ભાષણમાં શ્રોતાઓ અત્યાનંદ નિરંકુશ થએલા દેખાતા હતા."

મી. વૉશિંગ્ટન સંસ્થાથી આટલે દૂર હોવા છતાં, સર્વ દેખરેખ રાખી શકે છે, આનું કારણ સારી વ્યવસ્થા છે.

શિક્ષક, કારકુન વીગેરે કાર્યાધિકારીની સંખ્યા લગભગ ૧૦૦ની છે. ત્યાં એક કાર્યકારી મંડળ છે. અને તે અઠવાડીયામાં બે વખત મળે છે. આ મંડળમાં સંસ્થાની નવ શાખાના નવ આગેવાન ગૃહસ્થ હોય છે. આ કાર્યકારી મંડળી સિવાય આર્થિક દેવું લેણું જોનારી એક છ મેમ્બરની કમિટી છે, જે અઠવાડિયામાં એક વખત ભરાય છે. જ્યારે મી. વૉશિંગ્ટન દેશના બીજા ભાગોમાં હોય છે ત્યારે તેમની પાસે સંસ્થાની દરરોજની હકીકત હમ્મેશ મોકલવામાં આવે છે

મી. વૉશિંગ્ટન કહે છે કે:—

" કાર્યના **તાબામાંજ કાર્યના ગુલામ થવાને બદલે હું મ્હારા કાર્યને મ્હારા પૂર્ણ તાબામાં રાખું છું.** અને કાર્યનેજ મ્હારો દાસ બનાવું છું. કાર્યને પૂર્ણ રીતે આપણા તાબામાં રાખવાથી ખરો આનંદ પ્રાપ્ત થાય છે. મ્હેં ઉપર કહ્યા પ્રમાણે વર્તવાના પરીણામે કાર્યથી શરીરને હુશિયારી અને મનને પ્રસન્નતા પ્રાપ્ત થઈ મનુષ્ય નિરોગી અને મજબુત થાય છે એવો મ્હારો અનુભવ છે

વાંચનના વિષયમાં મી. વૉશિંગ્ટનને નવલકથાઓ પસંદ નથી. **તેમને ચરિત્ર વાંચવાનું સર્વમાં અધિક પ્રિય છે.** તે કહે છે કે " કોઇ એક સત્પુરૂષનું અગરતો સદ્વસ્તુનું ચરિત્રજ હું વાંચું છું એવી પ્રથમ ખાત્રી કરી લઉં છું. અબ્રાહીમ લિંકન વિષે લખાએલ દરેક પુસ્તક અને માસિકના લેખ મ્હેં વાંચ્યા છે."

વળી તે કહે કે "સાયંકાળના ભોજન પછી હું, મ્હારી પત્નિ અને ત્રણ છોકરાં, અમે

સર્વે એકત્ર બેસી એકાદ વાત વાંચીએ છીએ અગગનો વારાફરતી કહીએ છીએ. તેમજ રવિવારે બપોરે તેની સાથે જંગલમાં ફરવા જવાનું મને અતિ પ્રિય છે. જંગલના સૃષ્ટ-સૌંદર્યનાં અમોઘ યુગ સમય સુધી તલ્લીન થઇ શકીએ છીએ ત્યાં અમોને કોઇ ત્રાસ આપતું નથી. સ્વચ્છ હવા, સુંદર વૃક્ષો અને ગીચ ઝાડી, અનેક પ્રકારનાં ફૂલ અને પુષ્પવૃક્ષથી સર્વત્ર પ્રસરતા સુવાસના યોગથી અને પક્ષિઓનાં મધુર ગીતથી ઉત્પન્ન થતા આનંદનો ઉપભોગ લેવાનો અમોને પ્રસંગ મળે છે. ખરી વિશ્રાંતિ તે આજ છે તેમને ત્રીસ ચાળીસ મિનિટનો જમીન ખોદવામાં, બિયાં વાવવામાં અને વ્યવસ્થા કરવામાં વ્યય કરવાનું પ્રિય છે. આવી વસ્તુની કુદરત સાથે તેમનું તાદાત્મ્ય થાય છે અને તેની સાથે બાહ્ય જગતના વિકટ પ્રસંગો સાથે અને કર્તવ્યો સાથે બાથ ભરવામાં તેમને શક્તિ

પ્રાપ્ત થાય છે.

## યુરોપનો પ્રવાસ.

ઈ. સ. ૧૮૯૩ માં ફિસ્ક યુનિવર્સિટીની ગ્રેજ્યુએટ મિસ મારગરેટ જેમ્સ મરેની સાથે મી. વૅાશિંગ્ટનનું લગ્ન થયું. એ કેટલાએક વર્ષ પહેલાં ટસ્કેજીમાં અધ્યાપક તરીકે આવેલી હતી. મીસિસ વૅાશિંગ્ટન પોતાના ધણીને મદદ કરે છે, તે ઉપરાંત તે એક આયાઓની સભા ચલાવે છે. તેમની મોટી છોકરી પૅાશિયા કપડાં સીવવાનું કાર્ય શીખી છે અને વાદન-કળામાં તો તેની બુદ્ધિ અપ્રતિમ છે.

તેમના મોટા છોકરાએ ઇટો કરવાનો ધંધો સારો સાધ્ય કરી લીધો છે. બાલ્યા-વસ્થામાંજ તેણે તે કાર્ય શીખવાનું શરૂ કર્યું હતું. તે કેટલાક સમયનો પોતાના વર્ગના પાઠ શીખવામાં અને કેટલાક સમયનો આ ધંધામાં વ્યય કરતો હતો. હવે તેણે આ ધંધામાં અતિ

કૌશલ્ય મેળવ્યું છે. કેટલાક સમય ઉપર જ્યારે મિ. વૉશિંગ્ટન ઉનાળામાં મુસાફરીએ ગયા હતા ત્યારે અર્ધો દિવસ ધંધાનું કાર્ય કરવું અને બાકી રહેલા અર્ધા દિવસનો મરજી મુજબ વ્યય કરવો એમ તેમણે તેમના પુત્રને કહ્યું હતું. ત્યાર પછી પુત્રએ નીચે જણાવેલો પત્ર લખ્યો હતો. "મ્હારો ધંધો મને એટલો તો પસંદ છે કે મ્હારે આખો દિવસ તેમાં કાર્ય કરવું, એમ મને લાગે છે. વિશેષમાં મ્હારાથી બને તેટલા પૈસા મેળવી રાખવા ઇચ્છું છું કારણ કે હું તેમ કરું તો અન્ય શાળામાં જવામાં મ્હારો ખર્ચ મ્હારા પૈસાથી પૂર્ણ કરી શકાય." સાર્વજનિક કાર્ય માટે ગૃહ છોડી મી. વૉશિંગ્ટનને અનેક વખત બહાર રહેવાની જરૂર પડી હતી. તે તેમના અંતઃકરણને ઘણું ખરાબ લાગતું હતું. જગતના કોઇપણ સ્થાન કરતાં તેમને તેમના કુટુંબમાંજ રહેવાનું અતિ પ્રિય હતું. હમ્મેશ રાત્રે નિદ્રાધીન થવા પૂર્વે સાડા આઠ વાગતાં

વિદ્યાર્થી શિક્ષક વગેરે સર્વ મંડળ ઇશ્વરની પ્રાર્થના કરવા માટે પ્રાર્થના-મંદિરમાં મળવાથી મી. વૉશિંગ્ટનને અતિ આનંદ પડતો હતો.

૧૮૯૯ની વસંત ઋતુમાં તેમના જીવનમાં એક અત્યંત આશ્ચર્યકારક બનાવ બન્યો હતો. કેટલાક મિત્રોએ બોસ્ટનમાં સાર્વજનિક સભા ભરી હતી. ત્યાં મી. વૉશિંગ્ટન તેમના કાર્ય વિષે બોલ્યા હતા. તેઓ અતિ થાકી ગએલા હોવાનું સભામાં આવેલા કેટલાકની દૃષ્ટિએ આવ્યું હતું. થોડાક સમય પછી કેટલાક મિત્રોએ એમના તથા મિસિસ વૉશિંગ્ટનના યુરોપના પ્રવાસ માટે ખર્ચની રકમ એકઠી કરી છે એમ એમની જાણમાં આવ્યું.

ટસ્કેજી સંસ્થાનું કાર્ય તેઓ સતત અઢાર વર્ષથી કરતા હતા અને તેમનું જીવન ત્યાંજ પૂર્ણ કરવા સિવાય તેમના મનમાં અન્ય કાંઇ વિચાર નહતો. હમ્મેશના ખર્ચ માટે શાળા

દિનપર દિન તેમના પર અધિક અવલંબી રહેવા લાગી હતી તેથી તેમણે તેમના બોસ્ટનના મિત્રોને યૂરોપના પ્રવાસ માટે ના પાડી. ત્યારે તેઓએ જણાવ્યું કે "કેટલાક મિત્રો આપની ગેરહાજરીમાં શાળા સારી રીતે ચલાવવા એક મોટી રકમ એકત્ર કરે છે." આ ઉત્તરથી એમને પ્રવાસ કરવાનું કબુલ કરવું પડ્યું હતું. આ સર્વ એમને સ્વપ્ન જેવુંજ લાગ્યું. દાસત્વ, અજ્ઞાન અને દારિદ્રયની નીચ સ્થિતિમાં તેમનો જન્મ થયો હતો અને તેમજ ઘણા વખત સુધી સંકટો વેઠયાં હતાં. એ બધાં સ્મરણ સાથે યુરોપ કેવી રીતે જવું એ બધા વિચારો તેમના મનમાં આવ્યા કરતા હતા.

મિસિસ વૅાશિંગ્ટન અને મી. વૅાશિંગ્ટન યૂરોપ જવાનાં છે એમ સાંભળનારાઓને સર્વ પરિસ્થિતિની માહિતી નહોતી એટલે તેઓ મોટા થઇ ગયા છે અને હવે આડંબર કરે છે એમ તેઓને લાગશે એવું મિ. વૅાશિંગ્ટન-

ને લગતું હતુ. આ સમયે જ્યારે બીજાઓ કાર્ય કરતા હતા ત્યારે રજા લેવી એ એમને હલકટ અને એકલપેટાપણું લાગ્યું હતું. નિગ્રો જ્ઞાતિના જીવન વિષે સંબંધ ધરાવતા કેટલાક મહત્વના રાષ્ટ્રિય પ્રશ્નની ચર્ચા આ સમયે ચાલતી હતી તેથી પરોપ જવાનો વિચાર જલદી થઇ શકતો નહતો. તેમના ઉપડવાની મે માસની દશમી તારીખ નક્કી કરકરવામાં આવી હતી. અન્ય કેટલાક મિત્રો ન્યુયોર્ક તેમને મળવા ગયા હતા. મહાસાગરમાં જતી સ્ટીમર તેમણે કદિ જોઇ નહતી. જ્યારે તે સ્ટીમર પર ગયા ત્યારે તેમને આનંદ થયો અને થોડો ભય પણ લાગવા માંડયો. કેટલાક ઉતારૂઓ તેમની સાથે સભ્યતાપૂર્વક વર્તશે નહિ એવી તેમને શંકા હતી પણ દરેક મનુષ્ય તેમની સાથે માયાળુપણે વર્ત્યો હતો

મી. વૉશિંગ્ટન પોતે કેવી રીતે સ્ટીમરમાં આરામ ભોગવ્યો તે વિષે કહે છે કે

"વિવેક વ્યવહાર થયા પછી સ્ટીમર બંદર છોડી નીકળી તે સાથે, સતત અઢાર વર્ષ સુધી રહેલી ચિંતા, કાળજી અને જવાબદારીનો બોજો મ્હારા, મસ્તિષ્ક પરથી દરેક મિનટે એક પોંડ પ્રમાણે કમી થવા લાગ્યો કેટલાક અંશે તો હું આ ચિંતાથી મુક્ત થયો છું, એમ મને આ સમયે પ્રથમજ લાગ્યું; અને જે કંઇ શાંતિ મને લાગી તેનું વર્ણન થવું અશક્ય છે. અમને એક સ્વતંત્ર વ્યવસ્થિત ઓરડી મળી હતી. બે ત્રણ દિવસ પછી મ્હેં નિદ્રા લેવાની શરૂઆત કરી અને પછી દશ દિવસના પ્રવાસમાં તો હું દિવસમાં પંદર પંદર કલાક નિદ્રા લેવા લાગ્યો. હું કેટલો થાકેલો હતો તે મને આ વખતે સમજાયું. અન્ય પ્રદેશમાં ઉતર્યા પછી એક મહિના સુધી નિદ્રાનું આવુંજ પ્રમાણ કાયમ રહ્યું હતું."

તેઓ બેલજીઅમના એંટવર્પ શહેરમાં ઉતર્યા ત્યાં કેટલાક દિવસ વ્યતિત કર્યા પછી

કેટલાક મિત્રો સાથે હૉલેંડમાં મુલાકાત કરી, પછી તેઓ હાલેંડથી બેલજીયમ ગયા અને પછી બ્રુસેલ્સમાં રોકાઇ વૉટરલૂની રણભૂમિ જોઇને બેલજીયમથી પારિસ ગયા. અહિંઆં અમેરીકન પ્રતિનિધિને ત્યાં સ્વાગતના એક પ્રસંગે હાજર રહેવાનું તેમને નિમંત્રણ થયું હતું. એ પ્રસંગે તેઓ ઘણા અમેરિકનોને મળ્યા. પારિસમાં તેઓએ એક માસ વ્યતીત કર્યો.

જુલાઇના આરંભમાં તેઓ લંડન જઇ પહોંચ્યા. લંડન પહોંચતાં સાથેજ પુષ્કળ કાર્યોમાં તેમને હાજર રહેવા આમંત્રણ આવ્યાં હતાં પણ તે પૈકીનાં ઘણાં થોડાનોજ તેમણે સ્વિકાર કર્યો હતો. તેઓને ઇંગ્લાંડના ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થોનો મેળાપ થયો હતો અને ગુલામોનો છુટકારો કરવામાં જેઓએ ઘણી મદદ કરી હતી તેઓએ તેમનો ઘણોજ આદરસત્કાર કર્યો હતો. મી. વૉશિંગ્ટન મિસીસ વૉશિંગ્ટનને તે

સમયે લંડનમાં ભરાતી સર્વ રાષ્ટ્રોની સ્ત્રીઓની સભાની કેટલીક સ્ત્રીઓને લેડી આબરડીનની કૃપાથી વીંડસર કેસલમાં રાણી વિકટોરિયાની ભેટ થઇ હતી. અનેક વખત તેઓ અંગ્રેજ લોકોના ગામોમાં મહેમાન તરીકે ગયા હતાં. આ સ્થળેજ અંગ્રેજ લોકોની ઉત્તમ રહેણી દ્રષ્ટિએ પડી હતી. તેમની ગૃહ-વ્યવસ્થા ઉત્તમ અવસ્થાએ પહોંચેલી છે. તેઓનું દરેક કાર્ય ઘડિયાળ પ્રમાણે નિયમિત ચાલે છે એમ મિ. વૉશિંગ્ટનને લાગ્યું હતું. ભોજનમાં તેમજ દરેક બાબતમાં ઇંગ્રેજો ઘણો સમયનો વ્યય કરે છે ત્યાંના સર્વ મનુષ્યો કાયદા તથા પદ્ધતિને ઘણુંજ માન આપે છે ઇંગ્લાં-ડના અમીર ઉમરાવો વિષે મિ. વૉશિંગ્ટનનો મત પુર્વ કરતાં અધિક સારો થયો હતો. ઇંગ્લાંડનો સાધારણ જનસમુહ તેમને કેટલું માન આપે છે તથા કેટલો પ્રેમ ધરાવે છે તેમજ પરોપકારાર્થે તથા સત્કાર્યાર્થે તે પોતાનો કેટલો સમય અને પૈસો ખર્ચે છે તેની પ્રથમ મી. વોશિંગ્ટનને કલ્પનાજ ન હતી.

ગ્રેજ્યુએટમાં એટલું કૌશલ્ય, બુદ્ધિ અને નૈતિક શીલ હોવું જોઇએ કે જેથી તે પોતાનો અને અન્યનો ઉદર નિર્વાહ સારી રીતે કરી શકે. **(૩) શ્રમથી દૂર રહેવાના બદલે શ્રમપર પ્રેમ રાખવો જોઈએ;** શ્રમ કરવામાં હલકટપણું નથી પણ શ્રમ કરવો સર્વોત્તમ અને શ્રેષ્ટ છે, એમ દરેક વિદ્યાર્થીના મનમાં લાગ્યા સિવાય તેને સંસ્થામાંથી બહાર મોકલવો નહિ. વિદ્યાર્થીઓને ખેતીનું શિક્ષણ અને કન્યાઓને ગૃહવ્યવસ્થાનું શિક્ષણ અમેજ આપીએ છીએ તે ઉપરાંત અનેક કન્યાઓને અમે ખેતીના શિક્ષણમાં તૈયાર કરીએ છીએ. તેમને બગીચાનું કામ, મધમાખીઓની વ્યવસ્થા કરવાનું કામ; ઉત્તમ ફળ તૈયાર કરવાનું કામ, કેરીનું કામ; તથા સારી બતકો ઉત્પન્ન કરવાનું કામ ઇત્યાદિ કામો પણ શીખવવામાં આવે છે. બાયબલ ટ્રેનિંગ સ્કુલમાં વિદ્યાર્થીઓને ધર્મોપદેશનું

કાર્ય અને ગામડાંઓમાં જઇ કરવાનું અન્ય ધાર્મિક કાર્ય શીખવવામાં આવે છે. આ શાખાનો દરેક વિદ્યાર્થી રોજ અર્ધો દિવસ કાર્યમાં પ્રવીણતા અને ઉદ્યમ પ્રીતિ સંપાદન કરવા માટે કોઇપણ એક ઉદ્યોગ-ધંધાનું કાર્ય કરે છે. આ વિદ્યાર્થી બહાર પડી જે લોકોમાં ધાર્મિક કાર્ય કરવા જાય છે તે લોકોને ઉદ્યોગ-ધંધાના કાર્યમાં પણ યોગ્ય ઉદાહરણ દર્શાવી શકે છે. ”

વિદ્યાર્થીઓની સંખ્યા ત્રીસથી અગીઆરસો સુધી વધી છે. અમેરિકનાં ૨૦ સંસ્થાનો ઉપરાંત આફ્રિકા, ક્યુબા, પોર્ટોરિકો, જમેકા અને અન્ય પરદેશ વગેરે તરફથી પણ વિદ્યાર્થીઓ આવે છે. તેમના ગ્રેજ્યુએટ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં જમીન ખરીદ કરવામાં, ગૃહ સુધારવામાં, કરકસર કરવામાં, શિક્ષણમાં અને નીતિમાં અતિ વિલક્ષણ સુધારો થાય છે.

દક્ષિણમાં વર્ણ દ્વેષ જે પ્રચલિત છે તે વિષે મિ. વોશીંગ્ટન લખે છે કેઃ—"દક્ષિણના ગોરાઓ અને તેમના પૂર્વેના ગુલામોના અંતઃકરણ વર્ણ દ્વેષથી મુક્ત થવાનો જે પ્રયત્ન ચાલે છે તેની બાહ્ય જગતને ખબર નથી; અને તે પ્રયત્નનો ધર્મ તેઓ સમજી શકે નથી. જે માટે ઉભય જ્ઞાતિના આવા પ્રયત્ન ચાલે છે તે માટે મનુષ્ય માત્રની ક્ષમા, સહાનુભૂતિ અને મદદ મળવી જોઇએ એમ હું કહું છું"

મિ. વોશિંગ્ટન તેમના આત્મ ચરિત્રના છેવટના શબ્દો લખતી વખતે વર્જીનિયાના રિચમંડ શહેરમાં ગયા હતા. આ સમયે તે રિચમંડ શહેરના કાળાઓના અતિથિ તરીકે ગયા હતા અને તેમની વિનંતિપરથી શહેરમાં ઉભય જ્ઞાતિ સન્મુખ ભાષણ કરવા ગયા હતા. તે કહે છે કે "સેંકડો કાળા મનુષ્યો, અનેક પ્રસિદ્ધ ગૃહસ્થો, સીટી કાઉન્સિલ, રાજ્ય

નિયમકારિણી સભા અને સંસ્થાના સરકારી કામદારો સમક્ષ મ્હેં આશા અને ધૈર્યથી યુક્ત મ્હારો સંદેશો કહ્યો, અને જે સંસ્થાનમાં મ્હારો જન્મ થયો છે ત્યાં મ્હારૂં આ સ્વાગત કરવા માટે મ્હેં ઉભય જ્ઞાતિનો અંતઃકરણ પૂર્વક આભાર માન્યો હતો.'' પચીસ વર્ષ પુર્વે આજ શહેરના રસ્તાના એક ઉંચા ભાગ નીચે દરિદ્ર સ્થિતિમાં સપડાયાથી તેમને સૂવું પડયું હતું.

## ઉપસંહાર.

મી. વોશિંગ્ટનનું ટુંક ચારિત્ર અહીં પૂર્ણ થાય છે. તેમનું ચારિત્ર હિન્દીઓને અનેક દ્દષ્ટિથી અનુકરણીય છે એ વિષે તો ભાગ્યેજ બેમત થશે. જગતમાં નિઃસ્વાર્થ પૂર્વક કાર્ય કરનારાઓને તેમનું ચારિત્ર અવસ્ય પ્રોત્સાહનીય છે. જેમનાં હૃદય કંઇપણ દેશ સેવા કે જ્ઞાતિ સેવા કરવા તલપી રહ્યાં છે તેમને માર્ગ સૂચક છે અને દેશસેવા કેમ થઇ શકે તેનો ઉત્તમ પાઠ શીખવી શકે તેમ છે. હિન્દમાં તેવાં નરરત્નો જન્મ પામે એજ અભિલાષા રાખી વીરમીશું. અસ્તુ.

